# "FEHERIST" OR GENEOLOGY

OF THE

# Sanjana Athornan Section

OF

# UDWADA

Revised and Enlarged from the original "Feherist"

BY

**Ervad Nosherwan Nowrojee Unwala.**

Edited and Published

BY

**ERVAD BAMANJEE PESTONJEE BELIKAKANA**

Specially for the benefit and guidance of the nine Athornan families of Udwada and Athornan Bharda family of Tarapur.



Jain Vijaya Printing Press-Surat.

1295 Yazdegardi 1925 A. D.

નોઇત ના પોઉરૂશ દ્રેગ્વતો ખ્યાત ચિખ્શ્નુ શો.
અત તોપ વીસ્પેંગ અંગ્રેંગ અવાઉનો આહરે.
તેમ વાઓ અહૂમ દ્રેગ્વન્તો ષ્યઓથનાઇશ
ખાઇશ દઐનાદ ન એષત.
ચેજી અહાઇશ અષા હુજેમ વેંઘહઇતી.

**યાને**—એક સાચ્ચો માણુસ પાપી માણુસોને રાજી રાખનારો નહિજ થાય કારણકે તે પાપીઓ સાચ્ચા માણુસોને નઠારા ગણુતા આવેલા છે.

ઓ ! પાપી માણુસો ! તમારી બદદિયાનત તમારાં પોતાનાં કામોને લીધે તમોને તે અંધારી દુન્યામાં લઇ જશે.

જ્યારે સદગુણી માણુસ પોતાનાં પરોપકારી કામોથી શસ્ત વર્તણુકની રોશની ફેલાવશે.

# ઉદવાડાના સંજાણા અથોરનાંન ટોળાની "ફેહેરીસ્ત"

યાને

# વંશાવળી.

અસલ ફેહેરીસ્ત ઉપરથી સુધારા વધારા સાથે.

લખનારઃ—

એરવદ નોશેરવાંન નવરોજી ઉનવાલા.

ઉદવાડાનાં નવ કુટુંબી અથોરનાંન ટોળાની અને તારાપુરનાં અથોરનાંન ભરડા કુટુંબની ખાસ વાકિફગારી અને લાભ માટે.

છપાવી પ્રગટ કરનારઃ—

એરવદ બહેમનજી પેસ્તનજી બેજીકાકાનાં.



સુરત—"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

સને ૧૨૯૫ યજદેજરદી. ] [ ઇસવી સન ૧૯૨૫.

હુમતનાંમ હુખ્તનાંમ હવર્શ્તનાંમ
યદચા અન્યદચા વેરે જ્યમનાંમ્ચા
વાવેરેજ નનાંમ્ચા મહી અઇબી જરે તારો
નએ નએ સ્તારો યથનાં વોહુ નાંમ મહી.

માને—ઓએ સાહેબ ! જેમ હમો સારાં માણસોની વખાણ ગાનારા તથા તે વિષે વિચાર કરનારા છીએ તેમ હમો આ દુન્યાંને માટે તથા પેલી દુન્યાંને માટે નેક વિચાર, નેક સખુન, તથા નેક કામ કરનારાઓ, અને કરી જનારાઓની વખાણ ગાનારા તથા તે વિષે વિચાર કરનારા છીએ.

## મરહુમ એરવદ કાવસજી શાપુરજી કટીલા.



જેવણે ઉદવાડા, અથોરનાંન ટોળાને સુધારવા તન, મન,
અને ધનથી સેવાઓ બજાવી હતી.

જન્મ—રોજ ૨૯ માહ ૩ જો સને ૧૨૪૯ યજદેજરદી.

મરણ—રોજ ૨૮ મો દેપદીનદાદાર મહા ૧૧ મો દહેદાદાર સને ૧૨૮૯ યઝદેજરદી.

(જુઓ વર્તાત પાનું ૬૪ મું)

# DEDICATION.

**THIS BOOK**

**Has been dedicated**

*To*

The Late Patriot

**Mobed Kawasji Shapurji Katila**

*As an humble recognition of his eminent services to his Country, and, by doing numberless philanthropic acts for the amelioaration of his native people, more especially in matters educational*

*By*

*His trve admirer*

*N. N. Unwala.*

જેમ ઠોકડાંનો એક કટકો જમીન ઉપર પડયો હોય, તેને જોવાની કે યાદ કરવાની દરકાર કોઇ કરતું નથી તેમજ એક બદકાર અને નાલાયક માણસ કયાં જીવે છે અને કયારે મરે છે તેની કંઇબી પરવાહ કોઇ કરતું નથી, પણ જેમ ખરા હીરાની એક કણી જમીન ઉપર પડેલો દીસ્તાંજ સર્વે કોઇ માનથી અને મહોબતથી તેને ઉંચકી લેવાને ચાહે છે તેજ મીશાલે એક ભલા અને પરોપકારી ચંચલ નરને પડી ભાંગેલો અથવા મરણ પાંમેલો જોતાંજ સર્વે કોઇ માયાની અને કદ્દર-દાનીની લાગણી બતાવે છે.

(મનસુખી નિતિ વચનનાં ગોહરો.)

સાચ્ચા અને વતન અભિમાની ખેરખાહ

મરહુમ

# મોબેદ કાવસજી શાપુરજી

# કટીલા.

જેવણે પોતાનાં ટોળાની કેળવણી અને
ભલાં માટે ખરી વફાદારી અને
જાનફેશાની બતાવી તન
મન અને ધનથી
લડત ચલાવી
સેવાઓ
બજાવી
છે.

## તેઓની અષોયાદમાં

આ પુસ્તક

મોટા ઉપકાર અને માન સહીત

## અર્પણ કરૂં છું.

લી૦ નોશેરવાંન નવરોજી ઉનવાલા.

# આ ચોપડી વિષે પ્રગટકર્ત્તાનો ખુલાશો.

આ ચોપડી માટે મારા જેવાએ તે શું ખુલાશો કરવાનો હોય ? પણ કર્તાની ખાહેશને માન આપી બે વાજબી બોલ લખવાની ફરજ પડે છે, કે આ ચોપડીમાં પ્રગટ કર્તા તરીકે મારા જેવા તરાહીતનું નાંમ આવે એ વાંચી મારા ઉદવાડયા બીરાદરો કાંઇક નવાઇ પામશે ખરા ! પણ મારા ઘણા ઉદવાડયા ભાઇઓને રોશન છે કે, હું ઉદવાડા અને એ સંજાણા ટોળા સાથ મારાં બચપણથી નીકટ સંબંધ ધરાવતો આવ્યો છું કારણ કે એ ટોળા માંહેલાં "સીધવા" કુટુંબમાં હું મારા મમસાર તરફનું સગપણ ધરાઉં છું તે સાથે આજે આ ચોપડીના કર્ત્તાએ મને એ ટોળાનાં મુળ પુરૂષ ખુજસ્તા-ખુસમસ્તાથી પકડી ૨૩ મી પહેડીએ હુરનો સંજાણા ટોળા માંહેલો સોધી કહાડયો છે. એટલે દેખઇતું છે કે, હું અને મારૂં કુટુંબ ઉદવાડા અને આ ચોપડી સાથે સંબંધ ધરાવે છે. તો પછી આ ચોપડીનું હિત હું ધરાઉં એમાં જાજુ અજાયબી જેવું નથી. તે સાથે હું આજ લાંબો વખતથી જોતો આવ્યો છું કે, આપણાં ઉદવાડયા અથોરનાંન ટોળામાં ચાલુ ઝઘડાઓ, અને માંહો માંહેની અદેખાઇ અને બીન કારણની અંટસો વર્ષોથી ચાલી રહી છે. જેનું મુળ કારણ કેળવણીની કોહટાઇનું છે; જ્યારે બીજી બાજુ અનજુમનનાં લાભો અને હકકો સંબંધી મોટી પક્ષા પક્ષી ચાલી રહી, જાહેરમાં અને ખાતે-નમાં ચાલુ ચકચારો ઉત્પન્ન થયા કરે છે. જે એક સાંભળવા પ્રમાણે અનજુમનનું સંગીન બંધારણ નહિ હોવાનું પરિણાંમ છે. એવા ફાટફુટ મામલામાં આવી એક ટોળાને લાભની કીંમતી ચોપડી છપાવી પ્રગટ કરવાનું માન હમારા જેવાને હાથ આવે, એ કાંઇ ઘણું નવાઇ જેવું નથી.

જો કે હું કાંઇ કોડપતી યા લખોપતી શેઠયો નથી તેમ કાંઇ મને આવી ચોપડીઓ છપાવી પ્રગટ કરી મોટાઇ કે માન મેળવવાનો અભખરો નથી. પણ જ્યારે આ ચોપડીનાં કર્તા ભાઇ નોશેરવાંન નવરોજી ઉનવાલાએ મને આવી એક આપણાં ન્યાગાંનો, અને "ઇરાંનશાહ" સાથ સબંધ ધરાવતી ઇત્હયાસીક ચોપડી છપાવી પ્રગટ કરવા તક આપવાની ખાહેશ બતાવી, અને હમારૂં કુટુંબ એ વંશાવળી સાથ સબંધ ધરાવે છે અને એક અપવાદ તરીકે એ ચોપડીમાં આવી શકશે એમ હોવાથી મને ઘણીજ ખુશી ઉપજી અને આવા એક ચંચળ જવાંનને ઉત્તેજન આપી બહાર પાડવા મારી જીજ્ઞાશા વધારે ઉશ-કેરાઇ ! કારણકે હું આજ સુધી મારા ઉદવાડયા અથોરનાંન ટોળા માટે ઘણો દિલગીર હતો કે, ઉદવાડાની ભૂમી આવાં બાહોશ બેજાંઓને જન્મ આપવા ઘણીજ બેનસીબ છે, પણ જ્યારે આજે મને હાલની બીજી બાજુ તપાસવાની તક મળી છે, ત્યારે હું જોઇ શકું છું કે, ઉદવાડાનાં સંજાણાં ટોળામાં આવી

ચોપડીઓથી હાલની અને ભવિષ્યની ઓલાદ પર અજવાળુ નાંખનાર અને એ અથોરનાંન ટોળાની કિર્તી અને માન વધારનાર નોશેરવાંન ઉનવાલા જેવાં ભેજાંઓ બી ઉદવાડામાં પડેલાં છે. કે, જેણે પોતાનાં ટોળાની વંશાવળી સાથે હમારા કુટુંબની વંશાવળીને ન ધારેલી રીતે અંધારામાંથી સોધી કહાડી ઉજરડાંમાં લાવી મુકી છે, જે એક અથંગ જહેમત અને મહેનતનું પરિણાંમ છે. અને હમારાં કુટુંબ માટે અજાયબી ભર્યું છે.

આ કાર્ય નિતિ જેમ એના કર્તાની કિર્તી વધારનારી છે તેમ આખા સંજાણા ટોળાને ઉપયોગી અને તેઓની કિર્તી અને માન વધારનારી છે. તે સાથે હમારાં કુટુંબ માટે બી આ ચોપડી હાલની અને ભવિષ્યની ઓલાદ માટે એક મગરૂરી સમાન જળવાઈ રહેશે. એ રીતે મારાં કુટુંબની અને મારા આખા સંજાણા ટોળાની કીર્તી જળવાઇ રહેવા સાથે એ ચોપડી દરેકને ઉપયોગી થઇ પડે એવા હેતુથી મેં છપાવી પ્રગટ કરી છે જે આશા છે કે, મારા ઉદવાડયા બીરાદરોને ઘણી કીંમતી થઇ પડશે

અત્રે એક બીજો મારા વિષે ખુલાશો કરવા ધારૂં છું કે, આ ચોપડીનાં કર્તા ભાઇ નોશેરવાંન ઉનવાલાએ આ ચોપડીમાં મારી કેટલીક ના મરજી છતાં મારી તસવીર ને મારૂં વૃતાંત આપ્યું છે. કારણ કે મારાં કામોનાં ઢોલ મને જાંહેરમાં વજડવા ગમતાં નથી, છતાં એ ચંચળ જવાને પોતાનોજ બોલ કર્યો છે. કારણ કે આ ચોપડી છપાઇ પ્રગટ થઇ ત્યાં સુધીની દરેક ખટપટ એજ ભાઇએ કીધી છે. અને આ બાહોશ જવાંને આ ચોપડી માટે જે પ્રયાસ ખેડયો છે તે ઘણોજ કીંમતી ને સ્તુતિ પાત્ર છે. જો ઉદવાડા અનજુમન પોતાની અંગત અદેખાઇ ને મીનાંકેશો છોડી આવા ટોળાના લાભ સાચવનાર ચંચળ જવાનોની કદર સનાસી કરી તેઓને વાજબી ઉતેજણ આપી બહાર પાડે તો હું આશા ધરાંઉચ કે સંજાણો ટોળો આવી કિર્તીથી થોડા વખતમાં મહોટાઇની ટોચે પહોંચવા પાંમે ! ખુદા એવી બુદ્ધિ મારા અથોરનાંન ટોળાને બક્ષો. આમીન ?

લી૦ બહમનજી પેશતનજી બેલોકાકા

અગાસી તા૦ ૩ જી ઓકટોબર ૧૯૨૫



# દીબાચો.

ઉદવાડેના નવકુટુંબી અથોરનાંન ટોળાની વંશાવળીના કર્તા ભાઇ નોશેરવાંન ઊનવાલાએ જ્યારે આ ચોપડીનો દીબાચો લખવાને મને એલતેમાસ કીધી ત્યારે હું મોટા ગુંચવાડામાં પડયો હતો કે, આવી વંશાવળી જેવી બીકટ અને પુરાંણી ઇતિહાસીક બાબદોને લગતી ચોપડીની હું જેવી જોઇએ તેવી માહિતી ધરાવતો નથી; એટલે એને મારે તપાસી એની ખુબી ખાંમીઓ જોઇ દીબાચો લખવો કેમ ? કારણ કે આપણા સંજાણા ટોળાની "ફેહરેસ્ત" ને નામે ઓળખાતી વંશાવળીની ચોપડી કે જે ઘણી અધુરી અને અસલ રૂઢીએ લખાયલી મેં આગળ જોઇ હતી, અને તેમાંની જોઇતી વિગતો મેળવવામાં હું હંમેશ ગુંચવાયા કરતો હતો તેની રૂએ જ્યારે આ ચોપડીનો દીબાચો લખી આપવાનું કામ મારા હાથમાં મુકવામાં આવ્યું ત્યારે શરૂઆતમાં મને મુશકેલ જણાયું. પણ જ્યારે આ ચોપડી છપાઇ તેયાર થયલી વાંચવા માંડી ત્યારથી તે અસલની ફેહરેસ્તના ગુંચવાડા ઘણે ભાગે દૂર થવા લાગ્યા, અને તેથીજ આ ચોપડીનો દીબાચો લખી આપવાની ખુશી બતાવી મેં આ કામ હાથ ધર્યું છે.

ઇરાનની જાહોજલાલી અને તે સોનેરી જમાનો વહી ગયા બાદ પારસીઓનો જે ટોળો શેહનશાહ યઝદેજર્દ શેહરીઆરની પડતી પછી આ હિંન્દુસ્થાનની પર ભૂમી ઉપર આવ્યો, ત્યારે કોઇને આશા ન હતી કે ઇરાનની પોતાની રહેણી કરણી અને વસવાટથી તદન જુદા આ પરાયા મુલકમાં પારસીઓ બાર સદીનો લાંબો ગાળો પસાર કરશે, પણ શુક્ર ખુદાના કે પારસીઓની પોતાની કાબેલ્યત, બાહોશી અને અનુભવી તરબ્યત તથા ધર્મ ઉપરની પૂર શ્રદ્ધાના પરિણામે, પારસી કોમ આજે આ પારકા દેશને પોતાનો દેશ બનાવવા શક્તિવાન થઇ છે, જો કે પારસીઓએ હિંન્દુસ્થાનમાં પગ મેલ્યો ત્યારની આગળી નામીચી કિર્તીઓની નોંધો આજે જેવી જોઇએ તેવી સચવાયલી નથી. પારસીઓ ઇરાનથી આવ્યા ત્યારથી લગભગ સાત આઠ સદી સુધી તો તેમની તવારીખો ઉપર સદંતર અંધકાર ફરી વળેલો જણાય છે. લગભગ ઇ. સ. ૧૬૦૭ પછી પારસીઓને હિન્દુસ્થાન આવવાના તથા દેશેદેશ વીખરાવાના સંબંધમાં એક નાનું લખાણ " કિસ્સે સંજાણ " નામે મળે છે, અને તે ઉપરથી હિન્દુસ્થાનના તમામ જરથોસ્તીઓની હાલની તવારીખ જે અત્યાર સુધી અંધકારમાં હતી તે રફતે રફતે અજવાળામાં આવવા પામી છે; અને તે કારણે આગળા કિર્તીવંત સકાઓની યાદ તાજી થવા પાંમી છે.

આ સઘળા સંજોગો ઉત્પન કરવામાં કોઇ પણ ચાંજે મદદ કીધી હોયતો

તે સંજાણુમાં બનાવેલા અને પરથેલા શ્રી "ઈરાનશાહ" આતશ બેહરામ સાહેબ છે. ઈરાનથી ધર્મ સાચવવાના એકલા હેતુથી સર્વસ્વ તજી માદર વતન ત્યાગી નીકળી આવેલા આપણા ન્યાગાનોએ હિન્દુસ્થાનમાં ઉતર્યા પછી ધર્મ જાળવવા, સંભાળવા અને તેની પરવરેશ કરવા, જે મોતેબર ચીજ જોઇએ તે જરથોસ્તી ધર્મનું એક બુલંન્દમાં બુલંન્દ આલાત આતશે બહેરામ છે એમ વિચારી તેની સ્થાપનાની તૈયારીઓ કીધી અને આજથી લગભગ ૧૨૦૦) વર્ષની વાત ઉપર તેઓએ એક આતશના કેબલાની સ્થાપના કીધી અને તેનું નાંમ માદર વતન ઇરાન સાથે જોડેલું રાખવાના હેતુથી શ્રી ઇરાનશાહ આતશ બહેરાંમ કરી રાખ્યું. આજે જે શ્રી ઇરાનશાહ આતશ બેહરામની તવારીખ છે તે હિંન્દુસ્થાનના તમામ પારસી જરથોસ્તીઓની તવારીખ છે અને પારસી જરથોસ્તીઓની તવા-રીખ તે શ્રી ઇરાનશાહ આતશ બહેરામ છે. ! આ બંન્ને તવારીખોને અસલથીજ એકેકની સાથે નીકટનો સંબંધ છે. ઇરાનમાં આરબોના ઝુલમાત અને રાજ્ય ગયા પછી ધર્મ સાચવવાના એકલા હેતુથી હિંન્દુસ્થાન આવેલા તે મહાન પવિત્ર આબેદો અને બેહદીનોના કાફલાએ હિંન્દુસ્થાનમાં આવી ઉતર્યા પછી આતશે વહરારન જેવું જરથોસ્તી ધર્મનું સર્વેથી બુલંન્દ અને સર્વેથી શ્રેષ્ટ આલાત બરપા કરવામાં બેદરકારી બતલાવી હોત તો, જરથોસ્તી ફીરકો બારસો વર્ષથી જે હૈયાતીનો દમ ખેંચી શકયો છે, તેમ ખેંચી શકયો હોત કે કેમ તે એક સવાલજ છે ! !

ઇરાનથી નીકળેલા તે મહાન આબેદોએ વર્ષો સુધી અહીં તહીં અફડાઇ ઠોકાઇ સંજાણ ભૂમી ઉપર ઠરીઠાંમ થયા પછી હિંન્દુસ્થાનના તમામ જરથોસ્તીઓ માટે એક આતશે વહરારન ઉત્પન્ન કીધું અને તેની પરસતેશ અને ખેદમત સંજાણમાં રહેલા આબેદો બજાવવા લાગ્યા. વર્ષો પછી સંજાણમાં ઇરાનશાહની ખેદમત અર્થે રહેલા કેટલાક મોબેદો અને બેહદીનો છુટા પડી, ખંભાત, ભરૂચ, અંકલેશ્વર, સુરત, નોશારી, વિગેરે વિખેરાવા લાગ્યા. પાછળથી તેઓ જ્યાં જ્યાં જાશુક વસવાટ કરવા લાગ્યા ત્યાંના તે મોબેદો અને બેહદીનો તરીકે ઓળખાવા લાગ્યા. જેઓ ઇરાનશાહની ખેદમત અર્થે સંજાણામાં રહ્યા તેઓએ "સંજાણા" તરીકેજ પોતાને ઓળખાવવાનું ચાલુ રાખ્યું; અને આજ સુધી લગભગ ૧૨૦૦ વર્ષથી આપણો ટોળો પોતાની ઓળખ એજ રીતે ધરાવતો આવ્યો છે.

હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે, સંજાણમાં આતશે બહેરામની સ્થાપના ય. ઝ. ૯૦ ના સાલમાં થઇ એમ કબુલ રાખ્યે તો, તે વખતે ઇરાનથી હિન્દુ-સ્થાન કેટલા મોબેદો આવ્યા હતા, અને કેટલા મોબેદો આતશ બેહરાંમ બના-

વવાની ક્રિયામાં રોકયા હતા ? કારણ કે એક નવા આતશ બેહરાંમ પરથવાની ક્રિયા કરવા માટે ઘણા મોબેદોની જરૂર હોય છે, ત્યારે હાલની તવારીખમાં તે સઘળાઓનાં નામ નિશાણ જળવાયાં કેમ નથી ? એ મોટો ગુંચવાડો છે. અત્યાર સુધી સંજાણા ટોળા સિવાયના બીજા ગામના મોબેદ સાહેબોની ફેહરેસ્ત યાને વંશાવળીઓ બાહેર પડી છે. તેમાં ફક્ત એક મોબેદ "નેરીઓસંગ ધવલ" તથા શાપુર શહેરીઆર, તથા હોરમજદીયાર રામીઆર એ ત્રણે સિવાય બીજા કોઇપણ અસલના મોબેદોના નાંમોની વંશાવળી બીલકુલ નજરે પડતી નથી ત્યારે શું આ એકલા નેરીઓસંગ ધવલે કે તેમની સાથના બીજા એક કે બે મોબેદોએજ એ ક્રિયા કરી હશે ? એટલુંજ નહિ પણ મોબેદ નેરીઓસંગ ધવલનો જમાનો ઇ. સ. ૭૧૬ દરમ્યાનનો ગણ્યે તો લગભગ તે પછીની છ સદી સુધી જે બીજા મોબેદો પહેડી દર પહેડી ઉતરી ગયા અને એ છ સદીમાં કમતીમાં કમતી અઢાર પેઢી મોબેદોની ચાલી ગયલી હોવી જોઇએ, તે બધા મોબેદોનાં નામ નિશાણો જળવાયાં કેમ નથી તેનું કશુંજ કારણ હાલની ફેહરેસ્તોમાંથી અથવા કોઇબી બીજી જુની તવારીખો ઉપરથી આપણને જડતું નથી; એ ઘણું અજાયબી ભર્યું છે. હાલ સંજાણાઓની વંશાવળી ખુશમસ્તા, ખુજસ્તાથી અને બીજા પંથકવાળા મોબેદોની વંશાવળી જરથુસ્ત અને બહેરાંમ સુવેદથી આગળ ચાલે છે; જેઓ ઘણું ઘણું તો ૭૦૦ વર્ષની વાત ઉપર હસ્તી ભોગવી ગયા હોય ! એમ અટકળ થઇ શકે છે, ત્યારે બાકીનો ૫૦૦ પાંચસો વર્ષનો ગાળો કેમ અને કયાં નીકળી ગયો તેની મુદલ તવારીખ જડતી નથી.

હાલે હિન્દુસ્થાન ખાતે દરેક અથોરનાન ટોળાની ફેહરેસ્ત હસ્તી ધરાવે છે તે બધી નજદીકની ૨૦૦, અને ૫૦૦, વર્ષની પેઢીઓ દેખાડનારી છે, તેની આગમજનો કાંઇપણ સીલસીલો એ ફેહરેસ્તોમાં મળતો નથી જેથી જાણી શકાતું નથી કે આગળ દરેક ટોળામાં ભાગ લાગ ખાવાની શીશી રૂઢીઓ હતી, તથા પંથકો, અમુક ટોળાવાળાઓએ કયારે કયારે વ્હેંચી લીધાં તેનો ખુલાશો હાલ આપણને મળી શકતો નથી.

હમોએ ઉપર જણાવ્યું તેમ ભાઇ નોશેરવાને "ઉદવાડાના સંજાણા અથોરનાન ટોળાની વંશાવળી" એ નામનું પુસ્તક પ્રગટ કરી આપણા ટોળાના ઇરાનશાહ આતશ બહેરામની બોય દેવાના હક ઇલાકાને લગતી બાબતો પુસ્તક રૂપે જાળવી રાખી એક લાંબા વખતની જરૂરી હાજત પૂરીપાઠી કીંમતી સેવા બજાવી છે. જો કે આજ ઘણા લાંબા વખતથી એવી એક વંશાવળીની સંજાણા ટોળામાં ઘણીજ જરૂરીઆત હતી. કારણ કે આજે જયારે દરેક પંથકના અથોરનાન ટોળાવાલાઓએ પોત પોતાના ટોળાની અને કુટુંબની વંશાવળીની જુદી જુદી ચોપડીઓ પ્રગટ કરી પોતાના ન્યાગાનોની કિર્તી અને નામના જાળવી રાખી

છે, ત્યારે આપણા સંજાણા ટોળાના "ધીરા શુરા અને વીરા." બહાદુર ન્યાગાનો જેઓએ હિંન્દુસ્થાનની પારકી ભૂમી ઉપર ધર્મનો ઝુંડો પહેલ વહેલો ફરકતો કીધો, અને જે મહાન આબેદોના પવિત્ર તપોબળ વડેજ હિન્દુસ્થાનના તમામ મોબેદો અને જરથોસ્તીઓ આજે સુખી સંતોષી અને આબાદ બન્યા તેજ ટોળાની વંશાવળી, અને તેમાં સમાયલાં મરહુમ ન્યાગાનોનાં નાંમો આજ સુધી જાહેર રોશનો જોવાથી બે નશીબ રહ્યાં તે એક અફસોસની વાત છે, પણ લગાર મોડેથી તો મોડેથીબી એ વંશાવળી હાલ પોતાનું જાહેર સ્વરૂપ જોઇ શકી છે તે મોટા સંતોષની વાત લેખાશે. !

આ વંશાવળીના કર્તા ભાઇ નોશેરવાને આપણી જુની ફેરરેસ્તો ઉપરથી લખો આ પુસ્તક તૈયાર કીધું છે. હઝારો હઝાર શુક્ર કરવા જોગ બાબત આ છે કે આપણા અથોરનાંન ટોળામાં નામગરણોની ટીપો અસલથી સાચવી રાખવાનો કાયદો છે તે મુજબ ઇરાનશાહની બોયનો ભાગલાગ ખાવાના હેતુથી આ ફેહરેસ્ત રૂપી નામગરણો પેહડી દર પહેડી આપણાં ન્યાગાનો તરફથી ચોકસ રીતે સાચવી રખાતાં આવ્યાં છે, અને આજે પણ સાચવી રખાય છે, જે કારણથી એ નામ ગરણોએ આજે પુસ્તક રૂપે પોતાનું નવું સ્વરૂપ જોયું છે.

જો કે સંજાણા ટોળાની અસલ હાથની લખેલી જુની ફેહરેસ્તો આજે ઘણે ઘેરે જળવાયલી છે પણ તે ઘણીજ ગુંચવાડા ભરેલી અને અધુરી છે, તેમજ નકલ નવેશોએ જેમ ગમે તેમ તેની નકલો કીધેલી છે, જો કે એ ફેહરેસ્તો ઈરાનશાહનો બોયનો હક ખાસ વહેંચી લેવા અને ટોળા માંહેથી એના કોણ કોણ હકદાર છે તે જણાવવા માટેજ ખાસ પહેડી દર પહેડી રાખવામાં આવતી જેથી તેમાં નવ મહિનાના નવ કુટુંબોની "પાંતી"-"કટમ"-"બેહું" "ખટલુ" વિગેરે શબ્દોથી દરેક કુટુંબોના ભાગ અને નામો આપેલાં હોવાથી હાલ ફેહરેસ્ત જોનારાઓને એની કાંઇપણ સમજ પડી શકતી હતી નહિં; જેથી અમુક કુટુંબને જુની ફહેરેસ્તમાંથી સોધવું હોયતો તે ઘણી મુશ્કે-બતે શોધી શકાતું હતું, અને એવા કંટાળાને લીધે જુની ફહેરેસ્તોને આગળ ચલાવવાનું પણ આજ લગભગ (૧૦૦) સો વર્ષથી બંધ પડી ગયું હતું, પણ આ ચોપડીના કર્તાએ જુની ફેહરેસ્તમાંથી દરેક કુટુંબને બોયના પહેલા ફરવરદીન મહીનાથી સીલસીલા બંધ શોધી કહાડી આ ચોપડીમાં હાલના તેઓનાં નામ નિશાણો સાથે ય. ઝ. ૧૨૯૦ સુધી આગળ ચલાવી ગોઠવ્યાં છે; જેથી કોઇબી નવા જોનારને પોતાનું "કુટુંબ," "બેહલું," "પાંતી," જે જોવું હશે તે એ પુસ્તકમાંથી ઝટ મળી આવશે તે સાથે દરેક કુટુંબોમાં આવતા મૂળ પુરુષોનાં નાંમો ગોઠવવામાં પણ બહુ સાવચેતી રાખેલી દીસે છે. તે એકે, એક આખા

કુટુંબનાં નાંમોને જુદી જુદી ભાષામા નંબરો આપી તેજ નિશાણીઓને આધારે તે નામોને આગળ ચલાવેલાં હોવાથી, ઉપર આવી ગયલા, વારેસનું કુટુંબ પુરૂં થઇ જયારે બીજા ભાઈનું કુટુંબ અનુક્રમે નીચે આગળ ચાલે છે ત્યારે તેની ઓળખ ઝટ જણાઇ આવે છે. વળી જ્યાં એક ભાઇનું લંબાણ કુટુંબ ચાલી પછી બીજા ભાઈનું કુટુંબ ચાલે છે ત્યાં એ કોણનો મૂળ વારસ છે તે જાણવા માટે આગલાં પાનાં ઉપર નંબર આપેલા છે, જેથી તે કોણનો વારસ બેટો છે તે શેહેલાઇથી આપણે મેલવી શકીયે છીએ. દાખલા તરીકે પાનાં ૧૦૪ ઉપર એરવદ વીકજી એરવદ કુકાના કુટુંબનો સીલસીલો ચાલે છે તેમાં વીકજી કુકાના બેટા ૨ "ક" અને "ખ," ની નિશાણીએ જણાવેલા છે.

"ક"—એરવદ હોશંગ એ० વીકાજી અને

"ખ"—એ० ઈજદીઆર એ० વીકાજી

હવે ૧૦૪માં પાનાંથી "ક"-એ०=હોશંગ એ० વીકજીનું કુટુંબ ચાલે છે તે સને ૧૨૯૦ સુધી, જ્યાં સુધી આ ફહેરેસ્ત આગળ ચાલી અટકી છે ત્યાં સુધી ચાલી ૧૦૮માં પાના ઉપર પૂરૂં થાય છે. અને ૧૦૮માં પાંનાથી બીજા ભાઇ એ० ઇજદીઆર વીકજીનું કુટુંબ શરૂ થાય છે ત્યાં મથાળે કાળા ટાઇપમાં આગળીજ ૧૦૪માં પાના ઉપરની "ખ" ની નિશાણી પાછી હયાં મેળી જણાવ્યું છે કે "ખ—એ० ઇજદીઆર એ० વીકજી તે વીકજી કુકા હોરમઝદયારના બીજા બેટા જુઓ પાનું ૧૦૪"—એ રીતે દરેક ઠેકાંણે આગલાં પાનાનાં નંબર પાછા આપવાથી પાછળ ચાલેલો વારસ કોણ અને કયાં કુટુંબનો છે તે સહેલાઇથી ઓળખાઇ આવે છે.

વળી પુસ્તકનાં કર્ત્તાએ દરેક કુટુંબની સાથે, તે કુટુંબનાં જુદાં જુદાં "ઝાડો" બનાવી, આ વંશાવળીમાં સાથે મુકયાં છે. આ "ઝાડો" આ પુસ્તકમા દરેક કુટુંબની સાથે સાથે આપવાથી પુસ્તકનાં ઉપયોગીપણાંમાં બેશક વધારો થયો છે તે સાથે એ "ઝાડ રૂપિ વંશાવળી" ની મદદથી પોતાની કુટુંબી શાખાઓ તપાસવાનું-એક અંજાણ્યાં શખ્સ માટે ઘણુંજ ઉપયોગી થઇ પડશે.

આ હાલની ફેહરીસ્ત લખવાની શરૂઆતમાંજ કર્ત્તાએ દરેક કુટુંબોનાં "ઝાડો" સપપર પેહેલ્લાં બનાવી તેનાં ફોટોગ્રાફો મારા મરહુમ ભાઇ જહાંગીરજી પાસે લેવડાવી-તેવાં નવે કુટુંબોના ઝાડોનો એક "ફોટોગ્રાફ" અત્રેનાં "ઇરાનશાહ" નાં મકાનમાં ખુલ્લો મુકયો હતો જે ઉપરથી અત્રેનાં જુવાન વર્ગનું પોતાનાં ટોળાંની ફેહરીસ્ત જાણવા માટે ધ્યાંન ખેંચાવા લાગ્યું-અને તે ઉપરથી દરેક માણસો પોત પોતાની કુટુંબી ફેહરીસ્ત રૂપિ ઝાડની માંગણી ભાઇ નોશેરવાન

આમલ કરવા લાગ્યા, જેથી કર્ત્તાએ એ નવે કુટુંબોનાં ઝાડોનાં "બ્લોકસ" બનાવી મંગાવી-મારા પિતાજીનાં ખર્ચે તે આખી ચોપડી છપાવી, અત્યાર આગમજ ગામમાં ફાહેશ કરી દીધી છે; અને તેજ પ્રમાણે આ વંશાવળીમાં પણ તે ઝાડો સાથે સાથે પ્રગટ કરી બન્ને સંગ્રહને એકજ બાજુએ સાચવી રાખવાની કોશેષ કરી છે તે માટે કર્ત્તાની ઉલટને હું શાબાશી આપ્યા વિના રહી શકતો નથી.

આ ફેહરેસ્તને અસલ ફેહરેસ્ત પ્રમાણે એ૦ ખુજસ્તા ખુશમતાથી શરૂ કરી હોરમજદીઆર બહમનીઆરનાં ત્રણ બેટા, તેમાં પહેલા શાહેર, બીજા ધનપાલ અને ત્રીજા કામથી અનુક્રમે આગળ ચલાવી છે જ્યારે જુની ફેહરેસ્તમાં પહેલા ધનપાલ, બીજા કામ અને ત્રીજા સાહેરથી અનુક્રમે લખાયલી છે, પણ ફેહરેસ્ત લખવાનું અને તેને પેહડી દર પેહડી આગળ વધારી સાચવી રાખવાનું મૂળ કારણ તો, બોયના હકની વેંહચણી કરવાનું છે; કારણ કે હાલ આપણા નવ કુટુંબોના બોયના હકની વહેંચણી વડા, વચલા, અને નાંધલા, ભાઈના ઓહ્દા પ્રમાણે ફરવરદીન, અરદીબેહસ્ત અને ખોરદાદ, માસથી થયેલી છે. એ વડા, વચલા, અને નાંધલા પ્રમાણે ફરવદીન અરદીબેહસ્ત અને ખોરદાદ ત્રણ મહિના વહેંચી તેજ પ્રમાણે આજે એ અનુક્રમે ત્રણ બેટાની અંદરથી ઉત્પન્ન થયલાં હાલના ઉદવાડાના નવે અથોરનાંન કુટુંબોએ નવ માસની વહેંચણી કીધેલી છે જે રૂઢી ઘણીજ અક્કલ પસંદ છે અને તે સદીઓથી આપણા ટોળામાં એક સરખી રીતે ચાલી આવે છે. આગળી જુની ફેહરીસ્તમાં જે ખાંમીઓ હતી તે આ ફેહરીસ્તમાં ફેરવી નાંખી ને ચાલતા આવેલા બોય દેવાના હાલના રિવાજ પ્રમાણે ફરવરદીન માસથી અનુક્રમે કુટુંબો ગોઠવી તેને આગળ ચલાવી છે. એ ફેહરેસ્ત હાલની રૂઢીએ શા કારણસર લખી છે તેમજ આગળી જુની રૂઢીને ફેરવી નાખવાનો શો સબબ ઉભો થયો છે તેનો લંબાણ ખુલાશો કર્તાએ પોતાનાં એ પુસ્તકમાં કર્યો છે જે ઉપરથી વાંચનારાઓ સહેલાઇથી એનો ખુલાશો મેળવી શકશે, એટલે મારે અહીં લંબાણ કરવાની જરૂર નથી.

વળી ચોપડીની શરૂઆતમાંજ કર્તાએ સંજાણા ટોળાના આગલા કોણ વડાઓ અને દસ્તુરો થઇ ગયા છે તેનો લંબાણથી ખોલાસો આપ્યો છે. તેમજ આગળ ચાલતાં સંજાણા ટોળો ઊદવાડે આવ્યા પછી હાલ સુધીમાં એ ટોળામાં કયા કયા અને કેટલા "દસ્તુરો" થઇ ગયા છે તેઓને "દસ્તુર" તરીકે આ વંસાવળીમાં ઓળખાવ્યા છે. અને વધુમાં તેઓને ઊદવાડા અનજુમને કયા સાલમાં "દસ્તુર" તરીકે નીમ્યા અને તેઓ કયારે ગુજર પામ્યા તેની રોજ-માહ-સાલ સાથની નીચે નોંધ આપી છે દસ્તુરો માટેની આ નોંધ કર્તાએ "પારસી પ્રકાશ" તથા "ધુપનીરંગમાં દેવાતા નામગરણો" ની નોંધો ઉપરથી આપેલી જણાય છે

કારણકે ઊદવાડાની દરેક જુની ફેહેરીસ્તોમાં "એરવદ" અને "ઓસ્તા" સીવાય કોઇને પણ "દસ્તુર" ના એલકાબથી લખેલા નથી જોકે ઇરાનશાહ આતશબહેરાંમ દરેક હીંદુસ્તાનનાં આતશબહેરાંમોમાં જેમ કુદરતી રીતે વડો દરજ્જો ધરાવે છે, તેમજ તે ઇરાનશાહની સાથે તેની ખીદમતમાં રહેલો હમારો સંજાણા અથોરનાંન ટોળો પોતાનો વડો દસ્તુર અસલથીજ ધરાવતો આવ્યો છે કે જેમનાં નામો દસ્તુર ખુરશેદ કામદીન–દસ્તુર બરજોર કામદીન–દસ્તુર દારાબ હોમજીઆર–દસ્તુર બહમન કેકોબાદ–દસ્તુરાંન દસ્તુર હોશંગ આશા વીગેરે નામો આપણે રેવાયતો તથા બીજે ઘણે ઠેકાંણે જુના લેખોમાં વાંચીએ છીએ. પણ તેમને એ સંજાણા ટોળાની ફેહેરીસ્તમાં કેથે પણ "દસ્તુર" અથવા ટોળાના "વડા" તરીકે નહી લખવાથી મોટો ગુંચવાડો આજ સુધી ઉભો થતો રહયો છે. સંજાણા ટોલામાં આગળ એક નહી પણ ત્રણ ત્રણ દસ્તુરો યાને "વડાઓ" હતા. ઇ૦ સ૦ ૧૪૧૬માં વાંસદેથી શ્રી ઇરાનશાહના નુરી કેબલાને નવસારી લાવ્યા, ત્યારે તેમની સાથે ત્રણ વડા ધર્મ ગુરૂઓ હતા તેમાં એક ચાંઇયા સઇચાર, બીજા ખુરશેદ કામદીન, અને ત્રીજા નાગણ રાંમ હતા. ફેહેરીસ્ત ઉપરથી જણાય છે કે, એ ત્રણ મુળ પુરૂષોને ત્યાં ત્રણ ત્રણ દીકરાઓની વૃદ્ધી થવાથી તેનાં આજે સંજાણા ટોળામાં નવ કુટુંબો બન્યાં છે પણ એ ત્રણ મુળ પુરૂષોના ત્રણ વારસો સદીઓ સુધી સંજાણા ટોલાના ઉપરીઓ તરીકે યાને વડા અધીકારીઓ તરીકે એક સરખી રીતે ચાલી આવ્યા હતા એ અસલ ફેહેરીસ્તનાં લખાણ પરથીજ જણાય છે. પણ ઇ. સ. ૧૭૩૦ પછી નવસારીના ભગરીયાઓના મુખી દેશાઇ ખુરશેદજી ટેમુલજીની સાથે મળી ચાંઇયા સઇચારથી ઉતરી આવેલા સંજાણા ટોલાના પેહેલા ફરવરદીન મહીનાવાલા એક વડા ભાગીયા "શાપુર શેહેરીઆર" (જે સંજાણાઓમાં શાપુર સામરાને નાંમે ઓળખાતા હતા) જેણે સંજાણા ટોળાને નવસારીમાં દેશાઈ ખુરશેદની કુમક ઉપર ચાલી "તોબાહ ખત" કરાવી વરસો સુધી પાયમાલ કીધા હતા તે કારણથી સંજાણા અનજુમને તથા બીજા તેના બે વડા ભાગીઆઓ દસ્તુર ભીખાજી રૂસ્તમજી તથા દસ્તુર રૂસ્તમજી શેરીઆરજીએ અનજુમન સાથે મળી એ શાપુર સામરાને (ફરવરદીન મહીનાવાલા પેહેલા ભાગીઆને) વડા તરીકે રદ કરી તેનું વડપણ તે દીવસથી કાઢી નાંખ્યું હતું અને તે વખતની અનજુમને તે પછી બેજ વડાઓનું વડપણ ચાલુ રાખ્યું હતું અને તેજ રૂઢી આજ સુધી ચાલુ છે જેથીજ હાલના બંને દસ્તુરો અરદીબેહસ્ત અને ખોરદાદ મહીનાના બીજા અને ત્રીજા વડા ભાગીઆ તરીકે ઉદવાડામાં ગણાય છે. !

જુની ફેહેરીસ્તોમાં સંજાણા ટોળાની અંદર જે જે ખરા લાયક દસ્તુરો થઇ ગયા તેમને પણ વંશાવળીમાં "એરવદ" તરીકેજ ઓળખાવેલા હોવાથી એ વંશાવળીમાં ચાલતા એવા ઘોંટાલાના પરીણામે સંજાણા

ટોળાના આગલા મરહુમ દસ્તુરોને અને તેમનાં કામોને આજ સુધી ઘણો અન્યાય થતો રહયો છે કારણકે સંજાણા ટોળાની ફેહેરીસ્તમાં દસ્તુરોને દસ્તુર તરીકે નહિ ઓળખાવેલા હોવાથી અને આજથી આસરે બસો વર્ષની વાત ઉપર તમામ સંજાણો ટોળો નવસારીમાંજ રહેતો હોવાથી સંજાણા ટોળાના દસ્તુરોની કીર્તી અને નામના નવસારીનેજ ફાલે ગઇ છે; અને તે કારણથી નવસારીમાં જે જનમ્યો તે ભગર સાથ ટોલા માહેલોજ હોય તેમ આજ સુધી નવસારીના પક્ષપાતી તવારીખ નવેશો ચીતારતા આવ્યા છે,—પણ હવે વખતના દેહેવા સાથે સ્વતંત્ર અભ્યાસીઓના અભ્યાસના પરીણાંમે રફતે રફતે સંજાણા ટોળાના તે મરહુમ વીદ્વાન દસ્તુરો અંધકારમાંથી અજવાળામાં આવતા જાય છે. ભગર સાથ ટોળાના કેટલાક તવારીખથી બીન માહીતગાર લેખકો હીંદુસ્થાનમા પેહેલી 'દસ્તુરી ગાદી" સ્થાપણ કરવાનું માન ભગર સાથ ટોળાને અને નવસારીને ફાલે લઇ જાય છે, પણ હમો જણાવી ગયા તેમ સંજાણો ટોળો અસલથીજ પોતાના વડા દસ્તુરો ધરાવતો આવ્યો છે; અને સ્વભાવીક રીતે એક વડી અંન-જુમન તે વખત ઉપર સંજાણાનીજ ગણાતી હતી. તો તે ટોળાને એક વડા દસ્તુર વીના ચાલી પણ શકે નહી. ભગર સાથ ટોળાના પેહેલા દસ્તુર મેહેરજી વાછા (ઇ. સ ૧૫૯૧) માં દસ્તુર થાય છે. તે વખતે નવસારીમાં સંજાણા ટોળાના એક વડા દસ્તુર હોશંગ આશા કે જેને "કીસ્સે સંજાણનો" લખનાર બહમન કૈકો-બાદ "દસ્તુરાન દસ્તુર" તરીકે ઓળખાવે છે, તેતો ત્યાં તે વખતે હેયાત અને હાજર નાજર છે. વળી આગળા એક કીસ્સા પ્રમાણે તો સંજાણા ટોળાનાજ વડા દસ્તુરાંન દસ્તુર હોશંગ આશા ભગર પંથના પેહેલા દસ્તુર મેહેરજી વાછાને પોતાને હાથે દસ્તુરીની શીયાલ ઓઢાડે છે. (જુઓ એ વીષે મારો ખોલાશો "પ્રજા મીત્ર અને પારસી" તા. ૨૦-૮-૧૯૨૪) હમો ઉપર જણાવો ગયા તેમ સંજાણો ટોળો ખુદ સંજાણમાંજ હતો ત્યારથીજ ખંભાત, ભરૂચ, સુરત, અને નવસારી એમ જુદે જુદે ઠેકાંણે બેહેદીનો વીખરાવા લાગ્યા અને તેમની સાથે સાથેજ તે ગામના બેહેદીનોનું પંથક ચલાવવા સંજાણાની વડી અનજુમન પોતાને હસ્તક મોબેદો મોકલવા લાગી તે વખત ઉપર હરેક કીયા કામને લગતો આલાત આખા હીંદુસ્તાન ખાતે ફકટ સંજાણા અનજુમનજ ધરાવતી હતી. અને તે વખત ઉપર તેજ હીંદુસ્તાનની વડી અનજુમન ગણાતી હતી. પાછળથી જમાનાની ગીરદેશ અને પોતાના કીંમતી જાન કરતાં પણ વધુ વહાલા શ્રી "ઇરાનશાહના" નુરી કેબલાની જાળવણીને ખાતર ( સંજાણ ઉપર મુસ-લમાનોનો દોર અને ચઢાઇને કારણે ) સંજાણો ટોળો તે વખતથી બાહા-રોટ અને વાંસદાના જંગલોમાં રખડતો થયો, અને પાછળથી નવસારીના દીન-પનાહ શેઠ ચંગા આશાની મેહેરબાનીથી તે નવસારીમાં

ઠરીઠાંમ થવા પાંમ્યો. કહેવામાં આવે છે કે; જે વખતે સંજાણો ટોળો નવસારી આવ્યો ત્યારે નવસારીના મોબેદો કે જેઓ સંજાણની અગીઆરીમાંજ નાવર મરાતબ થયલા હતા, તેઓએ પોતાના વડીલોની નવસારીમાં આમદ થાય તે સામે વાંધો ઉઠાવ્યો, અને નવસારીમાં જો સંજાણા મોબેદો આવે તો તેઓ નવસારીના બેહેદીનોના ઘરના કીયા કામો તો નહીજ કરે, પણ પોતાને ત્યાંના બી " અષો ફરોહરોના " અથવા " જીંદેરવાંનના " કીયા કામો નહી કરે એવાં " લખાં-પડાં કરી પછીજ તેઓને નવસારી આવવા દીધા હતા. વીગેરે—

આ પ્રમાણેની હકીકત ભગરીઆ સાહેબો તરફથી આજ વર્ષોથી જાહેર આલમ આગળ પેશ કરવામાં આવે છે પણ તેની કશીબી પુરવારી કે શાહદત નથી–શાહદત માત્ર એકજ છે અને તે એરવદ શાપુર માણેક સંજાણાએ ઈ. સ. ૧૭૬૫)માં નવસારીમાં દેશાઇ ખોરશેદે આતશ બેહેરાંમ પરથાવ્યા, તેની હકીકત દરશાવનારો પક્ષપાતી તારીકનો એક કીસ્સો જોડયો છે, તે કીસ્સાની અંદર એ શાપુર માણેક સંજાણાએ, સંજાણાઓ ઇ. સ. ૧૪૧૬ માં નવસારી આવ્યા તે વખતે પંથકોની હદ અને વહેંચણી નકકી થઇ હતી. અને તે પછીજ તેઓને નવસારી આવવા દીધા હતા. એમ તે કીસ્સાનો લખનાર જણાવે છે કે તે સીવાય બીજી કોઇપણ પુરાણી એવી સાહદત નથી કે જેથી તેની ઉપલી હકીકતને કાંઇ પણ ટેકો મળતો હોય. ઈ. સ. ૧૮૮૩ માં ભગરીઆઓ સાથે ઉદવાડા અનજુમનને ખેરગામનાં પંથક સંબંધી તકરાર પડી અને તે બાબત હીંદના દાદા પ્રોફેસર ડા. દાદાભાઇ નવરોજીની લવાદી ઉપર છેવટ લઇ જવામાં આવી તે કેસમાં ભગરીઆઓ તરફથી પોતાનું કેહેવાતું સવતંત્રપણું દેખાડનારા ઘણા-એક દસ્તાવેજો રજુ થયા હતા. પણ તેમાં કોઇ પણ એવો દસ્તાવેજ પુરવારી દેખાડતો નથી કે, પંથકોની વહેંચણી ફલાણા અમુક સાલમાં થઇ હતી તથા તે માટે જુદે જુદે ગામોની બેહેદીન અને મોબેદ અનજુમને સાથે મલી કોઇ પણ જાતનો પંથકો સંબંધી બંદોબસ્ત કીધો હતો. અત્યાર સુધી ભગરયા ભાઇઓ તરફથી એ સંબંધમાં જે ફડાકા મારવામાં આવે છે તે તદન કલપીત છે. એમ કેટલાક સાચ્ચા તવારીખ નવેસોનું માનવું છે.

ભગરીયા સાહેબો તેમના પહેલા મુળ પુરૂષ " જરથોસ્ત મોબેદ " ના વખતથીજ સ્વતંત્ર હોવાનો દાવો કરે છે અને સંજાણથીજ સંજાણા અનજુમન સાથનો ભાગ લાગ છોડી આવેલા તેમને જણાવે છે તે વાત કબુલ રાખીએ તો સ્વભાવિક રીતે સવાલ ઉઠે છે કે " જરથોસ્ત તથા મોબેદ " તથા તેઓ પછીના બીજા નવસારીમાં થઇ ગએલા મોબેદો નાવર મરાતમ કયાં થતા હતા? બરસનુમ કયાં લેતા હતા? બરસનુમ લેતી વખતે " દસ્તુરી " કોણની ભણતા હતા? " આલાત " કયા ટોળાનો વાપરતા હતા? જયારે તેઓ છેલ્લા ટાઇ-

એમાં સંજાણા ટોળા ઉપર જોર જબરી વાપરી દેશાઇ ખોરશેદના વખતમાં સ્વતંત્ર થવા પામ્યા તે પછીથી ચોવીસ વર્ષે નવસારીના આતસબેહેરામ બનાવ્યા ત્યાં સુધી " ભષમ " નો આલાત કયાંથી વાપરેલો ? અને જ્યારે નવસારીના આતસબેહેરાંમ બનાવ્યાં ત્યારે એ આતશબેહેરામની ક્રીયા કરનારા મોબેદોને બરસનુમ આપતી વખતે એ ભષમનો આલાત તેઓએ કયાંથી ઉછીનો લીધેલો ? તે તેઓ મહેરબાની કરી જણાવશે.

આટલી વાત તો જાણીતી છે કે એક વડાં પંથકને તાબે બીજા ગામોનાં અથવા શહેરોનાં પંથકો હોએ છે, અને તે વડાં પંથકમાંથી ગએલો મોબેદ એક બારગી પોતાનાં ટોળાને લગતો વહેંચી ખાવાનો ભાગ લાગ હંમેશનો છોડી સ્વતંત્રપણે પણ ગયો હોએ છતાં તે પોતાની વડી અનજુમનને તાબેનોજ ગણાય છે અને તેને " નાવર મરાતબ " ની પદવી મેળવવા પોતાનાં વડાં પંથકમાંજ આવવું પડે છે. દાખલા તરીકે નારગોળ, સરોંડા, દેવીએર, તારાપોર, વીગેરે સંજાણા ટોળા હસ્તકના પંથકોમાં આજ સદીઓથી મોબેદો પોતાનો ઈરાનશાંહનો હક પોતાના ટોળાથી છુટા પડી તે ગામોમાં જઇ વસેલા છે અને ત્યાં વર્ષોથી જાશુકનો વસવાટ કરી રહેલા છે, છતાં ત્યાં તેમનાં પોતાનાં ગામોમાં તેમનો " હક " ફક્ત બાજ ધરવાનો અને મરણ જીવનનું સાધારણ ક્રીયા કામ કરવાનો હોએ છે તે સીવાએ તેમને યોજદાથ્રેગોરીનાં કામો કરવાની છુટ નથી તેમજ તેમના પોતાના છોકરાઓને તેઓ નાવર મરાતબ પોતાના ગામની અગીઆરીમાં ચઢાવી શકતા નથી. એવો કાએદો અસલથી આજ સુધી એક સરખી રીતે ચાલી આવે છે અને તે કાએદો ભગર ટોળામાં પણ ઘણે દરજજે આજ સુધી જાયજ છે. એ ટોળાએ મુંબઇની દરેમેહેરોમાં પોતાના છોકરાઓને નાવર મરાતબ કરવામાં આવે તે સામે મોટી " ક્રુઝેડ " જગાડી હતી, અને એજ વજુદવાલાં કારણથી તેઓ મુંબઇનું વહાડીઆજીનું આતસ બહેરામ હમેશનું છોડી આવ્યા હતા. અને એ જુંબેસ આજ ૪૦ વર્ષથી એ ટોળામાં ચાલુજ છે. એક વડાં પંથકમાંજ નાવર મરાતબ કરવાની ભગર ટોળામાં ચાલતી હાલની જુંબેસો આપણને ગવાહી આપે છે કે આગળ સંજાણો ટોળો જયારે સંજાણમાં હતો ત્યારે નવસારીની જરથોસ્ત મોબેદની ઓલાદના તથા હોમ બહમનીઆરની ઓલાદના મોબેદો પોતાનાં વડાં પંથક સંજાણને તાબેજ હતા અને ત્યાંજ ( યાને સંજાણમાં ) તેઓ નાવર મરાતબ થવા જતા હતા એ કુદરતી છે. એ સચ્ચાઇ કોઇથી પણ ના પાડી શકાએ તેવી નથી. " નવસારીનો ભગર સાથનો ટોળો આજથી સાતસો વર્ષની વાત ઉપર તદન સ્વતંત્ર હતો. " એ તેઓનું બોલવુંજ ગલત દેખાય છે. કારણકે જરથોસ્તી ધર્મની દરેક ક્રીયાઓ માટે જે " સઘળો આલાત " જોઇએ તે ભગર ટોળા પાસે તો શું પણ હીંદુસ્તાનમાં

( સંજાણા ટોળા શીવાએ ) કોઇ પણ બીજા ટોળા પાસે હતો નહી. ભગર સાથ ટોળો પોતાનો સંપુર્ણ આલાત ધરાવતો થયો હોએ તો ફક્ત આજ દોઢસો વર્ષથી છે. આ બાબત, અત્રે વિસતારીને બોલવા જતાં લંબાણ થાય છે. એ વિષે આજથી ત્રણ વર્ષની વાત ઉપર અમોએ એક લંબાણ ખુલાશો લખી તૈયાર કર્યો છે પણ તે છપાવી પ્રગટ કરવામાં અનિવાર્ય ઢીલો થતી હોવાથી હજુ તેનું મુહરત આવ્યું નથી.

હમો ઉપર કહી ગયા તેમ આજ સુધી હમારા સંજાણા ટોળા ઉપર ભગર સાથ ટોળાવાળા સાહેબો તરફથી "કલંક" મૂકાય છે કે "તેઓ જ્યારે નૌસારીમાં આવ્યા ત્યારે એવી કબુલાત કરી આવ્યા હતા કે સઘળું યોજદા ગ્રેગરીનું કામ (સંજાણાઓનાં મુવાં જીવતાંઓનું વટીક) ભગરીઆઓએજ કરવું અને સંજાણાઓએ ફક્ત આતશબહેરાંમની બોયદેઇ તેની ઉપજ માત્ર ખાવી વિગેરે" આ વાતની લેખીત સાહદત એરવદ શાપુર માણેક સંજાણાના ઇ. સ. ૧૭૬૫ માં જોડેલા કિસ્સઃ સિવાય બીજે કેથે મળતી નથી, અને આ લેખીત સાહદત સંજાણાઓએ નૌસારી છોડયા પછીની છે. તેમજ કિસ્સાના લખનારે જે બ્યાંન કર્યું છે તે ઇ. સ. ૧૭૩૨ થી ૧૭૪૦ ના અરસા સુધીમાં ભગરના મુખી ખુરશેદ દેશાઇએ સંજાણાઓ ઉપર જોર જબરી વાપડી પોતાના લાભના એક તરફી લખાણો તેમની પાસે કરાવી લીધાં હતાં, તેની ઉપર એ કિસ્સાના લખનારે પોતાના પુરાવાનો પાયો રચ્યો છે. પણ હમો જેમ ઉપર જણાવી ગયા તેમ તે પુરાવો સાદી અક્કલે પણ માન્ય રખાય એવો નથી. જો ઉપર જણાવેલી કબુલાતે સંજાણાઓને નૌસારીમાં આવવા દેતે કે "તેઓએ આતશબહેરાંમની બોય દેવા સિવાય બીજાં ક્રિયા કામો કરવાંજ નહિ"–તો તુરતજ સંજાણાઓ પોતાની પાસેનો તમામ ક્રિયાને લગતો સામાન ભગરીઆઓને વાપડવા આપવાનો તેજ વખતથી બંધ કરતે. હું માનું છું કે, આ વાત કોઇપણ સાચ્ચો સત્ય શોધક ભગરીઓ ભાઇ કદી ના પાડી શકશે નહિ.

હું ધારૂં છું કે આ પુસ્તકનો દિબાચો ધારવા કરતાં વિશેષ લંબાણ થયો છે અને જે કારણો અને નેમોથી એ પુસ્તક પ્રગટ થાય છે તે જોતાં તેથી બીજી વેગળી બાબતો ઉપર મારે બોલવાની જરૂર રહેતી નથી. આ પુસ્તકની અંદર તેના કર્તાએ જાણીતા પુરૂષોના નામો નીચે તેમની જીંદગીના અહેવાલોની જે ટુંક નોંધો આપી છે તે વાજબી છે. પણ તે નોંધો આપવામાં કેટલેક ઠેકાણે કર્તાએ બહુજ કસર બતાવી છે. ઉદવાડાના ઇરાનશાહ આતશ બહેરાંમ સાહેબનાં કેસમાં જેઓએ રાત અને દીન મૂખ્ય વાદીઓની સાથે મળી ભૂખ અને તરસના ભોગે કીંમતી સેવાઓ બજાવી છે તેમજ જે આગળા મહાન પુરૂષો જેઓ ઉદવાડા અંજુમનની ભૂતકાળમાં કીંમતી સેવાઓ બજાવી ગયા છે તેવા કેટલાક ઇસમો

આ ફેહરીસ્તની નોંધમાં યાદ થતા રહી ગયા છે; પણ આશા છે કે બીજી આવૃત્તિ નિકળે તો, તે વખ્તે એ બાબદ ઉપર ધ્યાંન આપવામાં આવશે.

વળી કર્ત્તાએ બની શકયું તેટલાં મરણોની નોંધ આપી છે તે પણ વ્યાજબી કર્યું છે; જો કે ઘણીજ કમનશીબીની વાત તો એ છે કે. ઉદવાડામાં જન્મ મરણ, અને લગ્નની નોંધો અંજુમનના દફતરે સત્તાવાર રહેવી જોઇએ, તેવી નોંધો અત્રે બીલકુલ રખાતા નથી. જેથી એક દાહેકા ઉપર ગુજરી ગયલા કોઇક સખશનો રોજ માહ કે સાલ મેળવવો હોય તો તે અત્રે બહુ મૂશ્કેલ થઇ પડે છે. આવી જન્મ, મરણ, અને લગ્નની નોંધોની ગેરહાજરીમાં વંશાવળી જેવી ભાગ લાગની બીકટ બાબત લખવાનું અને તેને સત્તાવાર રીતે રાખવાનું કામ ઘણુંજ મૂશ્કેલ તથા અપજશ ભરેલું થઇ પડે છે જો કે આ અપજશ્યું કામ આજથી વીસ પચ્ચીશ વર્ષની વાત ઉપર આ ગામના એક ઘણાજ ઉમંગી અને ચાલાક ભાઇ મરહુમ કાવસજી શાપુરજી કટીલાએ હાથ ધર્યું હતું પણ એ કામ માટે કેટલીક સત્તાવાર જોઇતી વિગતો તેમને નહિ મળવાથી પાછળથી તેઓએ એ કામ હંમેશનું ઢીલમાં નાખ્યું હતું, પણ મરહુમના અકાળ મૃત્યુ બાદ એ કામ ભાઇ નોશેરવાંનના હાથમાં આવ્યું અને એઓ ભાઇએ એ કામ પછવાડે ત્રણ–ચાર વર્ષ સૂધી ચાલુ ખંત અને મહેનત લઇ તેને પુસ્તકદ્વારા બાહેર લાવવા કોશેષ કરી છે જે સ્તુતી પાત્ર છે.

માહરા વિચાર પ્રમાણે આ પુસ્તકમાં કેટલીક નાંની નાંની ખાંમીઓ માલમ પડે છે. જેવી કે "પ્રુફ" તપાસની તેમજ હમો ઉપર જણાવી ગયા તેમ કેટલાક જાણીતા મોબેદ સાહેબોની નોંધોની ગેરહાજરી તેમજ વળી જ્યાં જ્યાં જે સખશો માટે ચોપડીમાં નોંધો થઇ છે ત્યાં તેમને "પાળક" હોય તો પાલકના નામ સાથેજ ઓળખાવ્યા છે, તેને બદલે ઓહ્લાં આખ્ખાં નામે તેમને ઓળખાવવા જોઇતા હતા; જેમકે પાનાં ૧૧૮ ઉપર એ૦ બરજોર એ૦ શાપુર, પાનાં ૧૦૮ એ૦ ભીખા ઉર્ફે જાલ, એ૦ નોશેરવાંન, વિગેરે એ નામ હેઠળ એ ધણીઓને ઓળખાવવા સાથે તેમનાં બાપીકા નામો તથા અટક સાથે કાંઉસમાં ઓળખાવવા જોઇતા હતા. દાખલા તરીકે પાનાં ૧૧૮ ઉપર આવેલા એ૦ બરજોર એ૦ શાપુર, તેમને કાંઉસમાં "એ૦ બરજોરજી મંચેરજી માકુજીનાં" તેમજ એ૦ જાલ એ૦ નોશેરવાન તેમને કાંઉસમાં "શેઠ જાલભાઇ દોરાબજી ભરડા" એમ ખુલ્લાં નામ તથા ઓળખ–અટક સાથે ઓળખાવ્યાં હોત તો ભવિષ્યમાં પચ્ચીસ–પચાસ વર્ષે પણ જાણી શકાયકે, સંજાણા ટોલામાં જાલભાઇ દોરાબજી ભરડા થઇ ગયા તે આ ભીખા એ૦ નોશેરવાંન છે એવી નજીવી અને નાની ખાંમી રહેવા પાંમી છે આશા છેકે ખુદાનાં હુકમથી એની બીજી આવૃતી પોતાનું જાહેર રૂપ જોય તો તેમાં આ ખાંમીઓ આપણે સુધરેલી જોઇ શકીશું.

કર્તાએ આ પુસ્તક ઉદવાડાનાં એક જાણીતા બાહોશ અને સ્વતંત્ર બોલનારા મરહુમ ભાઇ કાવશજી શાપુરજી કટીલાને અર્પણ કર્યું છે તે ખચ્ચીતજ ઘણું નેક કામ કર્યું છે. મરહુમ ભાઇ કાવશજીએ પોતાની ટુંક જાહેર કારકીર્દીમાં એટલાં તો અગત્યના અને ઉપયોગી કામો બજાવ્યાં છે કે જે માટે જેટલું બોલાય અને લખાય તેટલું થોડું છે. એમની ઝલકતી કારકીર્દીનું થોડુંક વર્ણન જે આ ચોપડીનાં એક સફા ઉપર નજરે પડશે, જે ઉપરથી વાંચનારાં સુજ્ઞ સેવકો જોઇ શકશે કે, એ ભાઇ માત્ર ૪૦ વર્ષની જુવાન ઉમ્મરે મરણ પામ્યા નહિ હોત તો, હજુ આગળ બીજાં ઘણાં ઉપયોગી કામો કરી બજાવવાને શક્તિવાન થતે.

આ "ફેહરીસ્ત" નું પુસ્તક તૈયાર થઇ, આજે વાંચનાંરી આલમ સમક્ષ જે આવી ઉભું છે તે મરહુમ ભાઇ કાવશજીની ભૂતકાલની કેટલીક કોશેશોને પણ આભારી છે. જેથી એ પુસ્તકનાં કર્ત્તાએ મરહુમ ભાઇ કાવશજીને એ પુસ્તક અર્પણ કરવા સાથે તેમની એક સુંદર તસ્વીર એ પુસ્તકમાં આપી લાયકને લાયક માન આપ્યું છે. હમો ખુદા પાસે પ્રાર્થના કર્યે છીએ કે, મરહુમનાં જેવાં બાહોશ, ટોળાનું હિત સાચવનાંરા, તેની વૃદ્ધીને આગળ વધારનાંરા ઘણાં કાવશજીઓ હમારા સંજાણા ટોળામા પેદા પડો !

આ પુસ્તકનાં હેલ્લા ભાગ પર બીજા ભાગ તરીકે તારાપુરનું "ભરડા" ઉર્ફે બહેલીકાકાનું કુટુંબ આપવામાં આવ્યું છે જો કે આ ચોપડીમાં બોયનાં હક્કદાર શિવાય બીજાં કુટુંબોને આપવામા આવ્યાં નથી, છતાં એ કુટુંબ એમાં આવે છે. પણ આ ચોપડી છપાવી પ્રગટ કરનાર એજ કુટુંબના શેઠ બહમનજી પેસ્તનજી બહેલીકાકાનાં છે જેઓએ આ સંજાણા ટોળાને લગતી ચોપડી છપાવી પ્રગટ કરવાનો અનેક ખર્ચ પોતે કર્યો છે અને વળી ઉદવાડામાં અનેક જણને સુકૃત વહેંચી આપવા હા કહી છે તો આવા એકસખી પરમાર્થી પુરૂષનું વૃત્તાંત અને તેનાં કુટુંબની વંશાવળી કર્તાએ આ ચોપડીમાં લીધી છે એ તદ્દન વાજબી કર્યું છે, અને એવા એક સખી પરમાર્થી શેઠયાનું આપણે પણ મોહટું હેશાંન માનીએ છીએ. અને દુવા ગુજાર્યે છીએ કે, એવા સખી શેઠયાઓની રહેમદીલી હમારા સંજાણા ટોળા પર કાયમ રહો !

| ઉદવાડા રોજ-૮-મહા ૨ સને<br>૧૨૯૫ યઝદેઝરદી તા૦ ૧૬<br>મી ઑક્ટોબર, ૧૯૨૫. | યથ જમીઆત યથા આફ્રીનામી.<br>દીનશાહ ભીખાજી ઉનવાલા |
|---|---|



# આપણાં અષો ન્યાગાંનો

**વીસ્પનાંમ અએશ પઇતિનાંમ અષોનાંમ**
**ફ્રવષચો યજમઇદે વીસ્પનાંમ નરાંમ અષઓ**
**નાંમ ફ્રવષચો યજમઇદે, ઈદ અષઓનાંમ અષ**
**ઓની નાંમચ અહુમચા દએ નાંમચ બઓદસ્ચ**
**ઉર્વાનેસ્ચ ફ્રવષીસ્ચ યજમઇદે યોઇ અષાઇ વઓનરે**

યાને—તમામ હેરબતોનાં અષોનાં ફરોહરને હમો માન સાથ યાદ કરીએ છીએ, તમાંમ નરોના અષોના ફરોહરને હંમો માન સાથ યાદ કરીએ છીએ કે જેઓ રાસ્તીને માટે ફતેહથી લડયા હતા તેઓનાં જાનને, અંતઃકરણને, બુદ્ધિને, રવાનને તથા ફ્રોહરને આ જગ્યાએ માન સાથ યાદ કરીએ છીએ.

હઝારો હઝાર દરૂદ હોજો આપણાં અષો ન્યાગાંનો ઉપર કે જેઓનાં પ્રતાપે આજ લગભગ ૫૦૦ વર્ષ ઉપર લખાયલી આ સંજાણા નવે કુટુંબની "ફેહેરીસ્ત" યાને વંશાવળી કાંઇક નવાજ લેબાસમાં આજે મારા ભાઇઓ સનમુખ રજુ કરૂં છું.

આપણા ન્યાગાંનોને અનેક હાંદેસા અને આફતો વચ્ચે ઈરાંન વતન છોડી હિન્દુસ્તાનની પારકી ભૂમી પર આસરો લેવો પડયો હતો, ત્યાંબી એક જગે ઠરીઠાંમ ન થતાં અનેક આફતો અને મુસીબતો વચ્ચે અનેક ઠેકાંણે ભટકવું પડતું હતું અને હરીફ ટોળાઓની અને ટોળાથી ફટાંઉ બનેલાઓની જુઠી સતાવણીને લીધે પોતાનાં હકકો સંબંધી અનેક બાથેઃ ભીડવી પડતી હતી. એવી રીતે આપણાં ન્યાગાનોને અનેક રંજો ખેંચી મુશકેલીઓમાં ઉતરવું પડતું હતું જે માટેનો ખુલાસો અને બીજો દસ્તુરી બાબદનો ખુલાસોઃભાઈ દીનશાહજીએ પોતાના દીબાચામાં લંબાણથી કર્યો છે એટલે મને હવે એ બદલ વધુ બોલવાની જરૂર રહેતી નથી. એ રીતે તેઓએ મહોટી જહેમતો અને લડતો વચ્ચે પોતાનાં હકકો સાચવી તે પોતાની ભવિષ્યની ઓલાદો માટે લખી રાખી જાળવી ગયા છે જે હકકો આજે આપણી મોટી સેવાઓ સમાન ગણાય છે અને તેમાં આ આપણી 'ફેહેરીસ્ત" પણ એક છે કે જે આપણાં બોયનાં હકકોની માંહો માંહેની વહેંચણી કરવાને મોટી કીંમતી મદદગાર થઈ પડે છે એ આપણી, 'ફેહેરીસ્ત" યાને વંશાવળી નસલે નેરીયોશંગ ધવલથી યાને મોબેદ નેરીયોશંગ ધવલનાં તોખમથી ગણાય છે પણ એ ફેહેરીસ્ત છેક કાંઇ ખુસમસ્તા ખુજસ્તાથી સરૂ થાય છે [illegible] એટલા અરસામાં નેરીયોશંગ ધવલથી ખુસમસ્તા સુધી કેટલીક પહેડીઓ થઇ ગઈ છે તે કાંઇબી એ ફેહેરીસ્તમાં જણાવ્યું નથી તેમજ ખુજસ્તા ખુસમસ્તાથીબો સાહેર હોરમજદીયાર બહમનીયાર સુધી કેટલી પહેડીઓ થઈ ગઇ છે તેબી કાંઇ એમાંથી માલમ પડતું નથી કારણકે બીજા

પંથ વાલાઓની વંશાવળીના લખાણો પરથી એટલા અંતરમાં વચમાં વચમાં કેટલીક પહેડીઓ થઈ ગએલી જણાય છે. (જે મેં આ ચોપડીમાં તે જગ્યાએ ફુટ નોટમાંજ જણાવેલું છે) આપણે ત્યાં હાલે કેટલેક ઠેકાણે જે અસલ ફેહેરીસ્ત તરીકેની મોજુદ ફેહેરીસ્તો છે તે કાંઇ ખુદ અસલ (Original) ફેહેરીસ્તો નથી. જે હરેક ઠેકાણે છે તે અસલ ફેહેરીસ્તની નકલોજ છે તે અને નકલોબી અનુમાંન કરતાં દોઢસોથી વધારે વર્ષની મળતી નથી. ખુદ અસલ (Original) ફેહેરીસ્ત કયાં છે, અને કયાં ગઇ તે અનેક જુસ્તેજો કરતાંબી માલમ પડયું નથી, તેમ પહેલી ફેહેરીસ્ત ચોકસ કયાં સાલમાં અને કઇ રૂઢીએ લખાઇ હતી તેબી જણાયું નથી. પણ જ્યારે યજદેજરદી સને ૭૮૫ માં સંજાણો ટોળો વાંસદેથી નવસારી આવે છે ત્યારથી ફેહેરીસ્ત લખવા માંડેલી લાગે છે અને લખવાનું કારણબી એમજ હોવું જોઇએ કે, તે વખતથી બીજા ટોળાઓ જોડે રહી કામ લેવાનું હોવાથી પાછળથી બોય દેવાનો યા બીજી ઝાંજગડો નહિ ઉઠવા પાંમે એટલા ખાતર બોયની વહેંચણી કરી એ લખવાની શરૂ કીધી હોય ? અને એ ફેહેરીસ્ત લખવાની મતલબબી નવે કુટુંબના બોયના દીવસોની વહેંચણી કરવા માટેજ છે. એ રીતે નવસારીથી ઉદવાડે આવ્યા પછીબી એ ફેહેરીસ્ત લગભગ સને ૧૧૫૮ ય૦ જ૦ સુધી લખી એમાંનાં કુટુંબોને આગળ ચલાવ્યાં હતાં. પણ ત્યારપછી આપણાં વડીલોની બેદરકારી યા શું બી કારણોને લીધે એ ફેહેરીસ્ત આગળ લખવાની બંધ પડી હતી, જે લગભગ સો વર્ષનાં ગાળા પછી આપણાં ગામનાં ખેરખાહ અને આ વંશાવળીનાં ચુનંદા અભ્યાસી મરહુમ મોબેદ કાવસજી શાપુરજી કટીલાએ એ સો વર્ષની બંધ પડેલી ફેહેરીસ્તને કેટલીક મહેનતે સોધખોળ કરી ૧૨૭૬ ય૦ જ૦ સુધી અસલ રૂપમાંજ આગળ ચલાવી હતી જો કે એ ફેહેરીસ્ત માંહેનાં કેટલાંક કુટુંબોનાં કેટલાક વારસો અસલથીજ ઘણાં લાંબા ટાઇમનાં ગાંમ છોડી બહાર જઇ છુટા પડી ગએલા હોવાથી તેઓનો પત્તોજ મલ્યો નથી. જેથી તે કુટુંબોનો સીલસીલો અસલ ફેહેરીસ્ત સુધીજ અટકેલો છે. તેમજ સંજાણા ટોળા માંહેલા ઉદવાડા તાબેના બીજા ગામોમાં વસતા પંથકીઓ કે, જેઓનો અસલથી આજ સુધી બોય દેવાનો હક્ક નથી, તે કુટુંબીઓને પણ એ ફેહેરીસ્તમાં આગળ લખવામાં આવ્યા નથી. એ રીતે ૧૨૭૬ ય૦ જ૦ સુધી મરહુમ કાવસજી કટીલાએ ચલાવેલી ફેહેરીસ્ત ને તેથી બી આગળ ચલાવી સને ૧૨૯૦ ય૦ જ૦ સુધી લખીને અને એ પરથી હરેક કુટુંબોના જુદાં જુદાં ઝાડો બનાવીને અસલ ફેહેરીસ્તથી જુદી રૂઢીએ અને કાંઇ જુદાજ લેબાસમાં મોટા સુધારા વધારા સાથે આજે તમો સનમુખ ધરવાને હું ભાગ્યશાળી બન્યો છું.

એની અંદરનાં બધાં નાંમો અને કુટુંબો અસલ પ્રમાણેજ અનુક્રમે

લખાએલાં છે તેમાં જરા પણ ફેરફાર કરવામાં આવ્યો નથી પણ કેટલાંક લખાંણોની ભાષામાં અને અસલ ફેહેરીસ્તની રચનાંમા મેં મોટો ફેરફાર કર્યો છે. કારણ કે અસલ ફેહેરીસ્તમાં, કુટુંબોની રચના "અટક" (Surname) વગર કાંઇ જુદીજ રૂઢીએ હોવાથી તેની મતલબ આજનાં કોઈને તુરત સમજ નહિ પડે તેને માટે દરેક કુટુંબોને તેની અટકના નાંમો સાથે છુટાં પાડી બોયનાં વ.રા પ્રમાણે સીલસીલાબંધ અસલ ફેહેરીસ્ત પ્રમાણેજ ગોઠવીને આ ચોપડીમાં લખ્યાં છે અને પુરતી સમજણને માટે દરેક નાંમો આગળ ગુજરાતી, અંગ્રેજી, બાળબોધ વીગેરે જુદી જુદી જાતનાં જુદા જુદા નંબરો આપી સીલસીલાનો ક્રમ ગોઠવ્યો છે તેમજ દરેકનો સીલસીલો જોવાનું સહેલ થઇ પડે તે માટે દરેક કુટુંબ સાથે દરેક કુટુંબનું જુદું જુદું ઝાડ આપ્યું છે જેથી પોતાનાં કુટુંબનાં પુરૂષની ડાંખલી પકડી સીધી લીટીએ આગળ યા પાછળ નો વારસ તુરત સોધી શકાશે. એ માટેનો પુરતો ખુલાશો આગળાં પાંનાપર આપ્યો છે અને વળી વધુ સમજને માટે દરેક કુટુંબનાં ત્રણ ત્રણ પહેડીનાં નાંમો આપી શાંકલ્યું બનાવ્યું છે જેથી કોઇને જટ પોતાનાં કુટુંબનો વારસ મળી શકશે. આ મારી ચોપડીની રચનાંના પ્રયાસથી કોઇ સાધારણ અંજાણુંને પણ ખુલાશો વાંચી એ ફેહેરીસ્ત જોવાની ઘણીજ સહેલ થઇ પડશે એવી આશા રાખું છું. વળી એમાં કેટલાક જાણીતા પુરૂષોના ટુક વૃતાંત આપ્યાં છે જેમાંનાં કેટલાંક એરવદ ખુરશેદ બહેરાંમ કામદીનજીવાલાં અથોરનાંન નાંમા પરથી લીધાં છે અને કેટલાક પુરૂષો માટે ટુક ખુલાશો નીચે ફુટ નોટસમાં કર્યો છે અને મને મારી સોધમાં જેટલાઓનાં મળી શકયાં એટલાં ફુટ નોટસમાં મરણનાં રોજ–માહ–સાલ આપ્યાં છે જેથી વાંચનારે નીચે નોટસ પર ખાસ ધ્યાંન આપવું.

અત્રે ભાઈ દીનશાહજીએ પોતાના દીબાચામાં અપક્ષપાત પણે કરલી ટીકા માટે કાંઇક ખુલાશો કરવા ધારૂં છું. એ ભાઈનાં વિચારો એ ભાઇને મુબારક છે, એવણે દીબાચામાં કરેલી ટીકાઓ એવણનાં પ્રમાણીક મતની રૂએ કીધી છે તે હું સમજું છું પણ કેટલીક બાબદમાં મારોબી શું ખુલાશો છે તે મારે વાંચનાર સનમુખ મુકવોજ જોઇએ. એવણ પોતાનાં દીબાચામાં જણાવે છે કે, "ઉદવાડાનાં ઇરાંનશાહ આતશ બહેરાંમ સાહેબનાં કેશમાં જેઓએ રાત અને દીન મુખ્ય વાદીઓની સાથે મળી ભૂખ અને તરસનાં ભોગે કીંમતી સેવાઓ બજાવી ગયા છે, તેમજ જે આગળા મહાન પુરૂષો જેઓ ઉદવાડા અનજુમનની ભુતકાળમાં કીમતી સેવાઓ બજાવી ગયા છે તેવા કેટલાક ઇસમો આ ફેહેરીસ્તની નોંધમાં યાદ થતા રહી ગયા છે" વીગેરે એ માટે મારૂં મત એ છે કે "ઇરાનશાહ" કેશમાં તો લગભગ આખી અનજુમન હતી અને જેને જે તક મળી તેઓએ તેવી તેવી મદદો અનજુમનનાં ખર્ચે કીધી હતી તેથી મારી ચોપડીમાં તે બધાઓની કાંઈક સેવાને ખાતર મારે નોંધ લેવીજ જોઇએ એમ મને દરૂસ્ત લાગ્યું નથી કારણકે ઇરાંનશાહ કેશમાં જેઓએ મદદ

કોધી છે તે કરતા વધારે બીજી અનંજુમનની સેવાઓ અંગત લોગે બજાવનાર આજે ઘણા છે. તેમજ જે આગળા મહાન પુરૂષો ભુતકાળમાં અનજુમનની મોટી સેવાઓ બજાવી ગયા છે, તે મહાન પુરૂષો કોણ કોણ છે તેનાં નામો ભાઈ દીનશાજીએ સુચવ્યાં હોત તો આ જગ્યાએ ઘણાં પેશ પડતાં થઇ પડતે અને તેઓને કાંઈક ઇનશાફ મળેલો ગણાતે. કારણકે ઉદવાડાના આગળા મહાન પુરૂષોમાં તો શેઠો માણેકજી કાવસજી તથા સોરાબજી માણેકજી દમણવાળા અને શેઠ ખાદાંનનાં કેટલાક નબી-રાઓ ગણાય છે કે જેઓની નોંધોએ આ ચોપડીમાં વિષેસ જગ્યા લીધી છે. વળી ત્રીજુ એ છે કે, "જે શખસો માટે ચોપડીમાં નોંધો થઇ છે ત્યાં તેમને "પાળક" હોય તો પાળકનાં નામ સાથેજ ઓળખાવ્યા છે તેને બદલે ખોલ્લાં આખાં નાંમે તેમને ઓળખાવવા જોઇતા હતા;" વીગેરે—એ વિચારો મારા પણ હતા પણ તેમ બાપનાં નામ સાથે ઓળખાવવા જતાં પાળક જગ્યાએથી જુદાં જુદાં કુટુંબનાં નાંમો આવવાથી કેટલાંકોનો સીલસીલો અને ઓળખ ટુટી જાય છે જેથી તુરત વેળા વાંચનાર એ કયાં કુટુંબનો છે તે ગુચવાડામાં પડી જાય તે માટે એ ફેહેરીસ્તની રૂએજ દરેક જણને તેના સ્વરૂપમાંજ પાલક સાથેજ તેની નોંધમાં ઓળખાવવા મને વાજબી લાગ્યું છે.

પણ મારે અહીં ફરીથી સાફ સાફ જણાવી દેવું જોઇએ કે, મેં ઉપર જણાવ્યું છે તેમ કેટલાંક કુટુંબો માંહેલા ચકુરથો અસલથીજ બહાર ગાંમના વતની થઇ જવાથી તેઓનો પત્તો મળી શકયો નથી, અને સંજાણાં માંહેલા ઉદવાડા અનજુમન તાબેનાં બીજાં બહારનાં પંથકોનાં કુટુંબો કે જેઓનો બોયનો હક નહિ હોવાથી તેવાં કુટુંબોને જુની ફેહેરીસ્ત સુધીજ ચલાવી બંધ પાડયા છે અને એ શિવાય આપણાં ગામનાં બોયમો હકક ભોગવતાં ગામ તેમજ બહારગાંમ વસ્તાં નવે કુટુંબોના વારસોને સને ૧૨૯૦ યજદે-જરદી સુધી સીલસીલાબંધ આ ફેહેરીસ્તમાં લખ્યા છે પણ ધંધા અર્થે બહારગાંમ વસ્તાં કુટુંબોનાં વારસો માટે પત્તો મેળવવાનું કામ ઘણુંજ ખટ-પટ ભર્યું અને પારકે હાથ હોવાથી એમાં કાઇ ભુલ ચુક થવા પાંમી હોય તો તે સુધારી લેવા અને હમારૂં ધ્યાંન ખેંચવા મારા ભાઇઓને ખાસ વિન્નતી કરૂં છું. આજે લગભગ ત્રણ વર્ષ થયાં એજ ફેહેરીસ્ત પરથી મારે હાથે બનાવેલાં નવ કુટુંબના નવ ઝાડો બોયનાં વારા પ્રમાણે અનુક્રમે ગોઠવી તેનો એક ગ્રૃપ આપણા દરેક ભાઈઓની જાણ માટે આપણાં મરહુમ બાઇ મહોટલાંગાઇવાળા આતશબહેરાંમનાં મકાનમાં મુકયો છે. અને તેમાં કાંઈબી ભુલ ચુક હોય તો તે પર મારૂં ધ્યાન ખેંચવા મેં મારા દરેક ભાઇઓને વિન્નતી કરી હતી; અને તે ઝાડો નીચે પણ લખ્યું છે પણ એ માટે કોઇએ આ ચોપડી છપાઇ ત્યાં સુધી એ ઝાડોમાંની કાંઇપણ ભુલ ભાલો યા વાંધા જણાવ્યા નથી પણ એક બે મિત્રો તરફથી એક બે નામોનાં તફાવત જણાવ્યા હતા જે મેં સુધાર્યા છે.

આ ઉપરથી અત્રે એક જરૂરી ખુલાશો કરવાની તક હાથ ધરૂં છું કે, આજે આસરે અઢી વર્ષ પર પ્રગટ થએલી મારી પાવ મહેલની ક્રીયાઓ ની ચોપડીના દશમાં પાનાં પર મારા સર્વે ભાઈઓનું વધારે ધ્યાંન ખેંચાયું હતું કે જે પાંના પર કલશીઓ પાવ કરવાની બાબદ આવી છે. કળશીઓ વીગેરે પાવ કરવામાં હાલે આપણાંઓ પહેલાં જહેર ફ્રાંકદ પહડી પછી જરેહ વરકશ પહડે છે. જ્યારે ચોપડીમાં પહેલાં જરેહ વરકશ પછી જરેહ ફ્રાંકદ લખ્યું છે કારણકે મારા સાંભળવામાં આવ્યું હતું કે, એ બદલ અસલ આપણા વડીલોમાં પણ મતફેરીઓ ચાલતી હતી તેથી એ માટે હમોએ મુંબઇના કેટલાક ગ્રેજ્યુએટ અવસ્તા અભ્યાસીઓનાં મત પુછયાં હતાં અને તેઓનો પુરતો અભિપ્રાય લઇ, અને તેઓએ હમકાસની આફ્રીનમાં એજ પ્રમાણે પહેલાં એ શબ્દો ભણાતા સીલસીલાનો દાખલો આપ્યાથી; એ મુજબ મેં મારી ચોપડીમાં લખવા વાજબી ધાર્યું છે. કદાચ આપણાં વડીલોની કાંઇક મતફેરીને ખાતર એક ચુક થઇ હોય તે શું આપણે રિવાજ તરીકે એક ચોપડીમાં બી ભવિષ્યની ઓલાદ માટે તે ચાલુ રાખવી જોઇએ ? એ રીતે મારા કેટલા બીન અનુભવી ભાઇઓએ કે જેઓએ તે ચોપડીની એક બી નકલ ખરીદીને એવાં પોતાના ટોળાનાં ભલાં કાંમ માટે ઉતેજન તો આપ્યુંજ નથી પણ ચોપડીનો પુરેપુરો અભ્યાસ કર્યો વગર કાંઇક પ્રુફ ચૅકની ભુલને લીધે અનેક જુઠઠાં મતો ઓચરી ઘેર સમજુતીઓ ઉભી કીધી હતી પણ પાછળ સૌ ઠેકાંણા પર આવ્યા છે. તેમ આ ચોપડીમાં બી મારા તેવા ભાઇઓ બીન અનુભવે કુટી નહિ મારે એવી આસા રાખું છું. એક ચોપડી લખવા કરતાં તેને છપાવી પ્રગટ કરવાનું કાંમ એટલું બધું ખટપટ ભર્યું અને ખરચાલુ છે કે. ખુદ રાત દીવસ એ કાંમ કરનારાઓબી એમાં ગોટાં ખાય છે, તો મુજ નાચીઝ શું બીશાદમાં છું ? તે સાથે આ ચોપડીનાં પ્રુફ તપાસવાનું કાંમ બહુજ બીકટ થયું છે કારણ કે દરેક કુટુંબોને આગળ પાછળ સંબંધ હોવાથી કુટુંબોના વારસોની બરાબર ઓળખ કરાવવાને લીધે તેની જગ્યાનાં નામો અને લખેલાં પાનાંનાં નંબરો સોધીને પ્રેસનાં પાનાં પર મુકવાનું કાંમ અને જુદી જુદી નોટ્સ ગોઠવવાનું કામ વીગેરે ઘણુંજ ખટપટ ભર્યું હતું તેથી જો એમાં ભૂલ ભાલ થવા પાંમી હોય તો મારા ભાઇઓને ફરીથી મહેરબાનીની રાહે સુધારી લઇ હમારૂં ધ્યાંન ખેંચવાની વિન્નતી કરૂં છું.

અત્રે એક બીજી જરૂરી નોંધ લીધેથી ઠીક થઈ પડશે કે, આપણા કેટલંક કુટુંબનાં હાલનાં કેટલાક વારસો પોતાનાં બોયનાં દીવસો હેરફેર આગળ પાછળ ભોગવે છે.—જેમકે આ ચોપડીનાં પાનાં ૨૩ માં પર "એમ૦ નવરેજ એમ૦ પેશુતન નવરોજ" (નવરોજી પેસ્તનજી ઘડીઆલી) અને પાનાં ૨૪ માં . પર એનાજ ભાગીદાર "એમ૦ ભીખા એમ૦ ભીખા મીનોચેર" (ભીખાજી જમશેદજી અંધ્યારૂજીનાં)

એ અંધ્યારૂજીનાં કુટુંબનાં બે વારસો અસલ ફેહેરીસ્તથી અંધ્યારૂજીનાં કુટુંબમાં નરશંગ સાહેરનાં બીજા બેટા હોશંગ નરશંગથી ઉતરે છે જેથી એ હોશંગ નરશંગનાં વારસોના બોયનાં દીવસો બીજા ભાઇ તરીકે ખરી રીતે મહેર રોજથી ૧૫ દીવસ ઘણાવવા જોઇએ, પણ હાલે એ વારસો વડા ભાઇ કેકોબાદ નરશંગનાં અહુરમજદ રોજથી મહેર રોજ સુધીનાં પહેલા ૧૫ દીવસોનાં હક્ક ભોગવતા જણાય છે. જયારે વડાભાઇનાં વારસો મહેર રોજથી પાછલા ૧૫ દીવસ ભોગવે છે, તેમજ પટેલ કુટુંબનાં પણ છેલ્લા દીવસનાં વારસો હાલે હેરફેર (આગળ પાછળ) દીવસોનો ભોગવટો કરતા જણાય છે એ રીતે કેટલાક વારસો કયા આધારે આગળા પાછળા દીવસો ભોગવે છે, તે કાંઇ જણાતું નથી.

અત્રે આ ચોપડી છપાવી પ્રગટ કરનાર એરવદ બહુમનજી પેસ્તનજી બહેલીકાકાનાં માટે ખુલાશો કરતા જણાવીશ કે, એવણ આપણાં સંજાણા ટોળા માંહેથીજ તારાપુરનાં નિકળતાં ભરડા કુટુંબનાં એક નબીરા છે, આ ચોપડી છપાવી પ્રગટ કરવા માટે એવણ સાહેબ આગળ મારી સુચના થતાંજ એવણે કાંઇ પણ આનાંકાંની વગર પોતાની ખુશી બતાવી જે ખર્ચ થાય તે આપવા કબુલ કરી તે સઘળો ખર્ચ એવણે કીધો છે, આવી એક સોનેરી એમ્બોશીંગ નામ વાળી કલૉથ બાઇન્ડીંગની આર્ટસ પેપરો પરનાં મોટા સંખ્યાબંધ ઝાડો સાથની ચોપડી છપાવી પબ્લીશ કરવાનો શું ખર્ચ થાય છે, તેનો મારા ઉદવાડયા ભાઇઓને કદાચજ ખ્યાલ આવશે! એ મોટું ખરચાળું કામ આ સખી ઉદાર દિલના શેઠયાએ સંજાણા ટોળા માટે કાંઇ પણ આનાંકાની વગર ઉપાડી લઇ સંજાણા ટોળા પર મોટું હેશાંન કર્યું છે. એવણ એવી અનેક છુપી સખાવતો કરનાર એકમાર્ગી શરમાળ અને દિલશોજ ગૃહસ્થ છે. એવણનું વૃતાંત આ ચોપડીમાં એવણની તસ્વીર સાથ આગળ આપ્યું છે, એટલે અહીં વધારે બોલવાની જરૂર નથી. વળી એવણે એ ચોપડીઓ છપાવી પ્રગટ કરી ઉદવાડામાં દરેક ઘેરે ઘેર મુફત વહેંચી આપવાનું મોટું ઉદાર દિલ બતાવ્યું છે, એ ઉપકાર કાંઇ સંજાણા ટોળા માટે કમતી નથી. માટે એ ઉપકારનાં હેશાંનમાં એવણનાં ભરડા ઉર્ફે બહેલીકાકાનાં કુટુંબની વંશાવળી (કે જે સંજાણા ટોળામાંથીજ નિકળે છે) તે મેં આ ચોપડીમાં છેડે વધારા તરીકે આપવાનું દરૂસ્ત ધાર્યું છે. જે મારા ઉદવાડયા ભાઇઓબી વાજબી લેખશે. આ સંજાણા ટોળાનાં લાભની ફેહેરીસ્ત છપાવવાનું કામ ખાસ મારા ઉદવાડયા ભાઇઓનું હતું; પણ જણાવવાને દિલગીર છું કે આજે અઢી વર્ષ પર પ્રગટ થએલી મારી "પાવ મહેલની ક્રીયાઓ" ની ચોપડી (કે જે ખાસ સંજાણા ટોળાને લાભની ને જરૂરની ચોપડી છે) તેને મારા થોડાક દીલશોજ ભાઇઓ, અને બીજા ટોળાનાં અથોરનાંન ભાઇઓ, અને શેઠયાઓ શિવાય જોઇએ તેટલું ઉત્તેજન કોઇએ

આપ્યું નહિ. જેથી આ ચોપડી છપાવી પ્રગટ કરવાનું માન બીજા સખી હાથે ગયું છે પણ હું જણાવવાને ખુશી છું કે, એ સખી ભાઇ આપણા સંજાણા ટોળામાંથી ઉતરેલા એક સંજાણાજ અથોરનાંન જાદા છે એટલે આ ચોપડી છપાવી પ્રગટ કરવાનું એવણનું નામ મારી ચોપડી સાથે જોડવાને હું વધારે ખુશી અને મગરૂર છું અને આ કામ માટે હું એવણનો મોટો ઉપકાર માનું છું.

વળી આ ચોપડીનો દીબાચો લખનાર મારા પિત્રાઇ ભાઇ દીનશાહ ભીખાજી ઉનવાલાનો આભાર માનવાનં હું ભુલતો નથી. એવણ ભાઇએ ઇતહયાસીક બાબદોનો સારો અભ્યાસ કરેલો છે અને લખાણ કરવામાં ઘણી સારી ઝેન ધરાવે છે. એવણે આ ચોપડીનો સંજાણા ટોળાની મોહટાઈ માટે ઇતહયાસીક અને વાસ્તવીક દલીલો સહીત હરીફ ટોળાની કારકિર્દી સાથનો વિદ્વતા ભરેલો લંબાણ દીબાચો લખી મારી ચોપડીને વધારે જેગ આપ્યો છે. જેથી આ જગ્યાએ હું એવણનો મોટો ઉપકાર માનું છું. તેમજ મારા કેટલાક દીલશોજ ભાઇઓએ પોતા પાસની કેટલીક નોંધો અને લખાણો આપી અને બીજી કેટલીક બાબદોનો પત્તો મેળવી આપી મને કેટલીક મદદો કીધી છે તે બધા ભાઇઓનો આ તકે માનપુર્વક દીલશોજીથી ઉપકાર માનું છું, તેમાં ભાઇ રૂસ્તમજી હોરમસજી ઉનવાલાએ પ્રથમમાં દરેક ઠેકાંણેથી નાંમો મેળવી આપવામાં મને કીંમતી મદદ કીધી છે જે માટે એ ભાઇનું હું મોટું હેશાન માનું છું.

આ ચોપડીમાં આવેલાં વૃતાંતો જે કેટલાંક મેં "અથોરનાંન નામા" પરથી લીધાં છે જે ઉતારો કરવા માટે એ પુસ્તકનાં માનવંત કર્તા—"મોબેદ મહેરવાનજી ખરશેદજી બહેરાંમ કામદીન દસ્તુરના" એ મને મોટી ખુશી સાથે રજા આપી છે તે મોબેદ સાહેબનો આ તકે માનપુર્વક ઉપકાર માનવાનો રજા લઉં છું.

છેવટે આ વંશાવળીનું પુસ્તક આપણાં ગામનાં બાહોશ અને સાચ્ચા ખેરખાહ મોબેદ કાવસજી શાપુરજી કદીશાને અર્પણ કરવાની હું મારી આઇન ફરજ સમજું છું કારણ કે એજ બાહોશ અને માનવંત ભાઈની અઠંગ મહેનત અને ઉતશાહી ભરેલી પહેલથીજ હું આ વંશાવળીનું આજે પુસ્તક કહાડી સંજાણા ટોળા પર અજવાળું નાંખી શકયો છું, તેમ એ મરહુમ ભાઇએ પોતે ગમે તેટલા મુફલેસ છતાં પોતાનાં ટોળાનું ભલું કરવાની અનેક સેવાઓમાં એક સાચ્ચા અને વત્ન અભિમાંની ખેરખાહ તરીકે પોતાની છેવટની જીંદગી તન, મન, અને ધનથીજ ખતમ કરી છે તેવા એક સાચ્ચા અને દિલશોજ ખેરખાહની યાદગીરીમાં આ પુસ્તક મહોટાં માન અને ઉપકાર સહિત અર્પણ કરૂં છું.

નોશેરવાંન નવરોજી ઉનવાલા.


સાંકળયું.

ઓ૦ જમશેદ શહેરીઆર નાંધલા
ઓ૦ રૂસ્તમ જમશેદ શહેરીઆર
ઓ૦ દાદા જમશેદ શહેરીઆર
ઓ૦ દોરાબ જમશેદ શહેરીઆર
ઓ૦ નવરોજ નાંધલા રૂસ્તમ
ઓ૦ કેખશરૂ રૂસ્તમ શહેરીઆર
ઓ૦ ફરામ કામદીન કુકા
ઓ૦ માણેક ઓ૦ રૂસ્તમ દાદા
ઓ૦ દાદા મીનોચેર જમશેદ
ઓ૦ મીનોચેર રૂસ્તમ દાદા
ઓ૦ ફરેદુન કુકા હોરમજદીઆર
ઓ૦ નવરોજ નોશરવાન ફરેબરોજ
ઓ૦ ફરામ નોશેરવાન ફરેબરોજ
ઓ૦ કુકા કામ નરશંગ નોગણુ
ઓ૦ નરશંગ કુકા કામ
ઓ૦ મીનોચેર ખુરશેદ નાનજી
ઓ૦ બહેરામ કોહીજી મીનોચેર
ઓ૦ માણેક કોહીજી મીનોચેર
ઓ૦ બીખાં મીનોચેર ખુરશેદ
ઓ૦ માણેક ખુરશેદ નાનજી
ઓ૦ ચેરનુશ ખુરશેદ બરજોર
ઓ૦ હેરવદ બરજોર ફરામ
ઓ૦ દારાબ બરજોર ફરામ
ઓ૦ નાગોજ કુકા કામ
ઓ૦ બહેરામ ચેરનુશ કાઉશ
ઓ૦ માહીઆર કામ નરશંગ
ઓ૦ આશા ફેદુન માહીઆર
ઓ૦ રૂસ્તમ નવરોજ જમશેદ
ઓ૦ ઇજદીઆર રૂસ્તમ નોશેરવાન
ઓ૦ બહેરામ ઇજદીઆર રૂસ્તમ
ઓ૦ પેસ્તન બહેરામ ઇજદીઆર
ઓ૦ ખુરશેદ કાઉશ રૂસ્તમ
ઓ૦ શાપુર કાઉશ રૂસ્તમ

# શુદ્ધિ પત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૧૭ | Sangain | Sanjan |
| ૨૦ | ૯ | ૨ | ૩ |
| ૪૮ | ૨૩ | ૧૯૨૩ | ૧૨૯૩ |
| ૫૦ | ૧૧ | Axpert | Expert |
| ૫૦ | ૩૬ | બનાવવા | બજાવવા |
| ૬૦ | ૧૩ ડાબી બાજુ | મીનોચેર ને પાલક કાકો હોરમજ | મીનોચેર તે પાલક કાકા હોરમજનો |
| ૬૧ | વચમાનું મથાળું | ઓ૦ ખુરશેદ | એ૦ ખુરશેદ |

પાનાં ૬૯ પરની ફુટનોટ ચોથી "હોશંગ આસા" આ ફહેરીસ્તમા હોશંગ આસાને એરવદ લખેલા છે પણ બીજી તવારીખો પરથી એ એરવદ હોશંગ આસા દસ્તુરાન દસ્તુર તરીકે ઘણા જાણીતા દસ્તુર કહેવાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧૦૮ | ફુટનોટ ડાબી લીટી છેલ્લી | કકો | કાકા |
| ૧૧૩ | જમની ફુટ નોટ લીટી ૧લી | એ૦ બરજોર | દ૦ બરજોર |
| ૧૩૫ | છેલ્લી લાઇન | ૭૨૦ એ | ૭૨૦ ને |
| ૧૬૨ | ૧૦ | આવો "ઓ" આવેલો છે. | આવો "Jo" આવેલો છે. |
| ૧૭૨ | ૨૮ | છોકઓ | છોકરાઓ |



# જરૂર વાંચવું.

## ફેહેરીસ્ત જુવાનો ખુલાસો.

આ ફેહેરીસ્તનું મૂળ યાને શરૂઆતી એરવદ ખુસમસ્તા એરવદ ખુજસ્તાથી શરૂ થઇ એરવદ હોરમજદીયારનાં ત્રણ બેટાથી હરેક કુટુંબ આગળ ચાલતાં વહેંચાય છે માટે પહેલાં ફેહેરીસ્તની શરૂઆતીનો પાંને ૧૪ મેથી ખુલાશો બરાબર ધ્યાંનથી વાંચવો.

હરેક એક એક કુટુંબને જુદું પાડી લખવામાં આવ્યું છે અને જે કુટુંબમાં આગળ ચાલતાં જે બાપનાં બે ત્રણ પાંચ યા જેટલા બેટાઓ હોય તેને પહેલાં તેની આગળ અનુક્રમે નંબર આપી જણાવવામાં આવ્યા છે. તે પ્રમાણે તેને ૧—લો વડો, ૨—જો તેથી નાનો, ૩—જો તેથી નાનો. એમ વડો, વચલો, નાનો, સમજવો.

હરેક બેટાને યા પાલકને તેનાં બાપની નીચે જણાવવામાં આવ્યા છે. પણ જે બાપના પાંચ સાત બેટાઓ હોય તે બેટાઓનાં કુટુંબને અનુક્રમે એકએકની નીચે જણાવવામાં આવ્યા છે. તે એવી રીતે કે પહેલા ભાઇનું કુટુંબ છેક સને ૧૨૯૦ યજદેજરદી સુધી જેટલી પહેડી ચાલે તેટલી પહેડી સુધી ચલાવી પુરું કરી પછી ત્યાંથી તેની નીચે બીજા ભાઇનું કુટુંબ ચલાવવામાં આવ્યું છે તે બીજા ભાઇનું કુટુંબભી સને ૧૨૯૦ ય૦ જ૦ સુધી પુરું કરી તેની નીચે ત્રીજા ભાઇનું કુટુંબ ચલાવવામાં આવ્યું છે. જેમકે જુઓ દસ્તુર કુટુંબનું પાનું ૭૦ મું જમની બાજુની લાઇન પાંચમી ૧—એ૦ નોશેરવાંન એરવદ સોરાબને ૩ બેટા છે. તેઓને પહેલાં ક. ખ. ગ. થી અનુક્રમ નંબર આપી ત્રણ બેટાઓ જણાવેલા છે. પછી તેની નીચેથી પહેલા ભાઇ ક. એ૦ જમશેદ એ૦ નોશેરવાંનનું કુંટુબ શરૂ થાય છે. તેમાં એની સને ૧૨૯૦ યજદેજરદી સુધી ૧૦ પહેડી ચાલે છે. એ બધી પહેડીનાં ૧૨૯૦ સુધીના વારસોને પુરા કરી પછી તેની નીચે બીજા ભાઇ ખ. એ૦ નવરોજ એ૦ નોશેરવાનનું કુટુંબ લખવામાં આવ્યું છે. જુઓ પાનું ૭૧ મું એ રીતે હરેક કુટુંબો લખવામાં આવ્યાં છે. માટે ધ્યાંન રાખવું કે, એક ભાઇના હરેક વારસોનું કુટંબ સને ૧૨૯૦ યજદેજરદી પુરું થયા પછીજ બીજા ભાઈનું કુટુંબ આગળ ચાલશે. અને તે પછી ત્રીજાનું આવશે. અને જે ભાઇ પાલક થઇ ગયેલ હોય તેનું કુટુંબ જયાં પાલક ગયો હોય ત્યાં ચાલે છે.

હરેક કુટુંબોમાં જયાં એક બાપના બે, ત્રણ યા પાંચ બેટાઓ આવેલા છે ત્યાં હરેક ઠેકાણે સને ૧૨૯૦ ય૦ જ૦ સુધી તે કુટુંબ પુરું થાય ત્યાં સુધી જુદી જુદી ભાષાઓના નંબરોનો “ ક્રમ ” આપવામાં આવ્યો છે. જેથી

તેની નીશાનીથી તે બેટાનું કુટુંબ કયાં ચાલે છે તે જટ મળી શકશે. માટે નાંમોનાં પહેલાં મુકાયલા નંબરો કઈ ભાષાના છે તે પર ધ્યાંન આપવું.

શાંકળીયામાં હરેક કુટુંબના ત્રણ ત્રણ પહેડીના નામો આપવામાં આવ્યાં છે. માટે જે વારસની ત્રણ પહેડીનું નામ જેણે ખબર હોય તે શાંકળીયામાંથી શોધતાં માલમ પડશે.

જે નાંમોને આગળ આવો " એ૦ " આવેલો છે તેઓને એરવદ સમજવા.

જે નાંમોની આગળ આવો " ઓ૦ " આવેલો છે તેઓને ઓસ્તા સમજવા.

જે નાંમોની આગળ આવો " ખુ૦ " આવેલો છે તેઓને ખુદ સમજવા.

જે નાંમોને છેડે ખાલી૦ લખી મીડું કહાડેલું છે, તેઓને નાહાંન વયે મરણ પાંમેલા સમજવા.

જે કુટુંબોની ઉપર "પાંતી" મુકેલી છે તેની સમજણ માટે પાંતીનો પાંને ૧૫૫ મે આવેલો ખુલાશો વાંચવો.

કાંઈ ભુલ જણાય તો તે માટે શુદ્ધી પત્ર જોવું.

## ઝાડો જોવાનો ખુલાશો.

હરેક કુટુંબનું ઝાડ તેનાં ઝાડ આગળથી મૂળ પુરૂષ ખુસમસ્તા ખુજસ્તાથી શરૂ થઈ પહેડી દર પહેડી આગળ ચાલે છે જેમકે ખુસમસ્તાનો બેટો ખુજસ્તા, ને ખુજસ્તાનો બેટો બહમન્યાર, અને બહમન્યારનો બેટો હોરમજદીયાર. એ રીતે પહેડી દર પહેડી આગળ જોતા જવું.

જ્યાં બે યા તેથી વધારે ભાઈઓ આવે છે ત્યાં તેઓનો સીલસીલો જુદી જુદી ડાંખલી રૂપે આગળ ચાલે છે તે તે પુરૂષની ડાંખલી સીધી લીટીએ જોતાં આગળ ચાલવું.

જે બાપનાં બેટા પાલક થઇ ગયા છે તેઓને ઝાડમાં બતાવવામાં આવ્યા નથી જેથી તેનો સીલસીલો તે જ્યાં પાલક થઇ ગયા હોય તે કુટુંબનાં ઝાડમાં જોવો.

ઝાડ પરનાં કોઈબી પુરૂષને પકડીને તેની આગળનાં કોઈબી વારસને અને તેની પાછળનાં કોઈબી વડીલને તેની કેટલી પહેડીએ અને કોણ કોણ થઇ ગયા છે તે સીધી લીટીએ આગળ પાછળ ચાલતાં જણાશે!

ઝાડ પરનાં પુરૂષ જે પાલક થઇ આવ્યા છે કે પાલક થઇ ગયા છે કે ઓસ્તા છે કે એરવદ છે અને કોણનાં બેટા છે એ બધા ખુલાશા માટે તે કુટુંબની વંશાવળી જોવી.

ઝાડ આપણી સનમુખ ધરતાં ઝાડ પર આપણી ડહાબી બાજુનાં વારસોને બોયનાં પહેલા દીવસવાળા જાણવા તેની પછીનાં વચમાંના ને વચલા દીવસવાળા જાણવા અને નાકેનાં જમણી બાજુનાં છેલ્લા વારસોને છેલ્લા બોયનાં દીવસો વાળા જાણવા.

ઝાડમાં આવેલી ભુલો માટે તે ઝાડ નીચેની ફુટનોટ જોવી.

# ઉદવાડેના નવ કુટુંબી અથોરનાંન ટોળાની વંશાવળી

# *સંજાણા ટોળાનાં મૂળ વડાઓ

## તેઓથી ઉતરેલી સંજાણા ટોળાની દસ્તુરી

### લાયકાત પ્રમાણે દસ્તુરોની નિમણુંક.

ઉદવાડાનાં સંજાણા અથોરનાંન ટોળા ઉપર અસલથી ત્રણ દસ્તુરોનું વડપણ ચાલી આવેલું કહેવાય છે, કારણકે ત્રણ બેટાઓથી હાલનાં ઉદવાડાનાં નવ કુટુંબો ગણાય છે. જેથી મૂળ ત્રણ બેટાઓ નવ કુટુંબના વડા ગણાતા હતા અને તેઓથી કેટલીક પહેડી પછી જ્યારે નવ કુટુંબો થયાં ત્યારે સમસ્ત સંજાણાં ટોળાએ નવે કુટુંબમાંથી ત્રણ મૂળ વડાઓ નામે ચાંદનો સહીયાર, ખુરશેદ, કામદીન અને નાગણુ સંમને દસ્તુર તરીકે વડા નિમ્યા હતા, પણ અહીં સવાલ ઉત્પન થાય છે કે આટલા ટુક ટોળા માટે ત્રણ ત્રણ દસ્તુરો શું કામ હોય ? એ માટે એમ જણાય છે કે નવે કુટુંબો એક સરખા દરજ્જાનાં અને ઇરાન શાહનો એક સરખો હક ભોગવનારાં હોવાથી વડપણ કયાને આપવું એ સવાલનાં વાંધામાં નવે કુટુંબનાં મજકુર ત્રણ વડાઓને બાયનાં હકની રૂએ વડા નામ્યા પ્રમાણે નિમેલા લાગે છે પણ એ ત્રણેમાં ખુરશેદ કામદીન ઘણા બાહોશ અને ચુનંદા દસ્તુર હોવાથી જાહેરમાં આગેવાન ભાગ લઈ વડા ગણાતા હતા. જ્યારે ઇ. સ. ૧૪૧૬માં આપણો ટોળો વાંસદેથી નવસારી આવ્યો ત્યારે મજકુર દસ્તુરોએ તે વખતનાં 'ચાંગા બીન આસા" નામના બહેદીન સાથે મસલત કરી

---

*આ બાબદને લગતું મારું એક લખાણ "ઉદવાડેનાં મરહુમ દસ્તુરજી ખુરશેદજી મીનોચેહ્રજી" ની બાબતે હેઠળ "સાંજ વર્તમાન" તા. ૨૯મી ડીસેમ્બર ૧૯૨૬માં આવી ગયું છે.

"ઈરાનશાહ" આતશ બહેરાંમને નવસારી લાવવાની આગેવાની કરી હતી. અને
તે વખતે સંજાણા ટોળા પર એ ગોયું દસ્તુરીનું વડપણ હતું પણ તેઓ પછી
સંજાણા ટોળામાં કેટલા અને કોણ કોણ દસ્તુરો થઈ ગયા છે તે આપણા સંજાણા
ટોળાની હાલની મોજુદ તવારીખ કાંઈજ બતાવી શકતી નથી પણ બીજી બહારની
તવારીખો ઉપરથી અને દંતકથાઓ ઉપરથી જે જે દસ્તુરો સંજાણા ટોળામાં થઈ
ગએલા જણાય છે તેઓ મજકુર દસ્તુરોની સીધી લીટીએ બાપના વડા બેટા યા
પાળક બેટાથી ઉતરી આવેલા નથી, પણ દસ્તુર પછી તેનાં બેટાઓ છતાં કોઈ
પછી ભાઈ, તો કોઈ પછી કાકો દસ્તુર થયો છે, તો કોઈ પછી ભાણેજો ભત્રીજો, યા
કોઈ પછી ભાઈ અને વડા બેટા છતાં નાનો બેટો દસ્તુર થયો છે. એવીજ રીતે
લાયકાત પ્રમાણે આજ સુધી દસ્તુરો નિમાતા આવ્યા છે અને આપણાં ઉદવાડા દસ્તુરો
ખુરશેદજી તથા પેશોતનજી મીરજાં એજ રીતે નિમાયા હતા દસ્તુર કુટુંબનાં દસ્તુર
ખુરશેદજી જેઓનાં વડા ભાઈ છતાં એવણનેજ લાયકાત પ્રમાણે દસ્તુરી આપવામાં
આવી હતી તેમજ મીરજાં કુટુંબનાં દસ્તુર પેશોતનજી પણ વડા ભાઈ છતાં એવ-
ણને લાયક સમજી દસ્તુરી [illegible] માટે અનજુમનની સંમતીથી ઈ.
સ. ૧૮૭૯ માં માણેકજી જીવણજી દમણવાળાએ મુંબઈ મોકલ્યા હતા, એજ
રીતે આજ સુધી સંજાણા અથોરનાંન અનજુમન લાયકાત પ્રમાણે તેઓનાં કુટુંબમાં
દસ્તુરો પોતાની સંમતીથી નિમતી આવી છે. તે નીચલા દસ્તુરોની વીગત પરથી
વધુ માલમ પડશે.

## પહેલા ચાંઈઆં સહીયાર.

સંજાણા અથોરનાંન ટોળાનાં નવે કુટુંબનાં મૂળ પુરૂષ ખુશમસ્તા ખુજ-
સ્તાથી ઉતરેલા એ૦ હોરમજદીયાર બહમનીયારનાં ત્રણ બેટાઓથી આગળ ચાલેલાં
નવ કુટુંબોમાંના પહેલા વડા બેટા સાહેર હોરમજદીયારથી ચોથી પહેડીએ ઉતરી
આવેલા મજકુર ચાંઈઆં સહીયાર કહેવાય છે જેનાં ત્રણ બેટાથી હાલનાં ઉદ-
વાડાનાં "અંધ્યારૂજીનાં" "ઉનવાલા" અને "બાપા" એ ત્રણ કુટુંબો ગણાય છે. એ
કુટુંબોના વડા દસ્તુર તરીકે ચાંઈઆં સહીયાર ગણાતા હતા આપણો પાક ઈરા-
નશાહ આતશ બહેરામને વાંસદાનાં જંગલોમાંથી નવસારીમાં લાવવાની આગેવાની
કરનાર ત્રણ દસ્તુરોમાં વડા ચાંઈઆં સહીયાર હતા જેમ હાલે ખુરશેદ કામદીન,
અને નાંગણ રામથી ઉતરી આવેલા ઉદવાડાના "દસ્તુર" કુટુંબની અને "મીરજાં"
કુટુંબની દસ્તુરી ગણાય છે તેમ એ વડા ભાઈ ચાંઈઆં સહીયારનાં વડા બેટા
નાગોજ ચાંઈઆંથી પહેલાં ફરવદીન મહોનાવાલા "અંધ્યારૂજીનાં કુટુંબની દસ્તુરી
ઉતરી આવેલી હતી, પણ એ કુટુંબમાં થાપુર સાહેરીયાર ઉર્ફે થાપુર આસા
ને નામે એક વડો થઈ ગયો છે જેણે વડપણની ધુંદમાં સંજાણા ટોળાથી ફૂટી
બની સંજાણા ટોળાંને અનેક હાડમારીમાં ઉતાર્યો હતો. અને બીજા કરીક ભેળા
ઓ સાથ મળી જઈ સંજાણા ટોળાનાં હકોને બારે નુકશાન પુગાડયું હતું, જેથી
કાયેર બની સંજાણાં સમસ્ત અથોરનાંન અનજુમને એને અને એના બેટાને સાંજ-

મનઆંથી નકા તરીકે રદ કર્યા હતા. ત્યારથી આજ સુધી એ વંશની દસ્તુરી બંધ પડી છે. પણ મજકુર ચાઇઆં મહીયારથી ઉતરી આવેલાં ત્રણે કુટુંબો પોતાનાં વડા, વચલા, અને નાનાં ભાઇઓના ઓળા પ્રમાણે ઇરાંનશાહ આતશ બહેરાંમની બોય દેવાનો હક આજ સુધી એક સરખી રીતે ભોગવ્યા જાય છે.

## બીજા ખુરશેદ કામદીન.

સંજાણા અથોરનાન ટોળાનાં નવે કુટુંબોનાં મૂળ પુરૂષ ખુસમસ્તા ખુજસ્તાથી આવી હોરમજદીયાર બહમનીઆરનાં ત્રણ બેટાથી ઉતરી નવ કુટુંબોમાનાં બીજા બેટા ધનપાલ હોરમજદીયારથી ત્રીજી પહેડીએ ઉતરી આવેલા મજકુર ખુરશેદ કામદીન હતા. જેનાં ત્રણ બેટાથી હાલનાં ઉદવાડાના "કટીલા" "દસ્તુરનાં" અને "ભાઇજીનાં" એ ત્રણ કુટુંબો ગણાય છે. એ કુટુંબોનાં વડા દસ્તુર તરીકે ખુરશેદ કામદીન ગણાતા હતા આપણા પાક ઇરાંનશાહ આતશ બહેરાંમને વાંસદામાં જંગલમાંથી નવસારીમાં લાવવાની આગેવાની કરનાર ત્રણ દસ્તુરોમાં બીજા દસ્તુર ખુરશેદ કામદીન હતા અને એ ખુરશેદ કામદીનથી ઉતરી આવેલી દસ્તુરી એઓનાં બીજા બેટા આસ્તીન ખુરશેદમાં ચાલે છે. જે હાલનું ઉદવાડાનું મુખ્ય "દસ્તુરનાં" કુટુંબ કહેવાય છે. એ કુટુંબમાં દસ્તુર ખુરશેદ કામદીન પછી કેટલા અને કોણ કોણ દસ્તુરો થઇ ગયા, તેની ઉદવાડાની કાંઇબી તવારીખ માલમ પડતી નથી પણ જીવણજી જ. મોદીનાં પોતાનાં "Kisse-i-Sangain" વાળાં અંગ્રેજી ચોપાનીઆનાં છેલ્લાં પાનાં પર જણાવ્યા મુજબ ખુરશેદ કામદીનથી દસ્તુરોનો સીલસીલો નીચે મુજબ આવે છે.

ખુરશેદ કામદીન
|
આસદીન
|
સાંજા
|
કામદીન
|
આશા
|
હોશંગ
|
ખોરશેદ
|
બહેરામ
|
રૂસ્તમ
|

ભીખા
|
બહેરામ
|
હાશબ
|
મીનોચેર
|
ખુરશેદ

આ ઉપલા દસ્તુરો એ કુટુંબમાં બાપના વડાબેટા યા પાલક બેટા તરીકે સીધી લીટી એ સીલસીલા બંધ ઉતરી આવેલા દસ્તુરો નથી. એ દસ્તુરોમાં ખુરશેદ કામદીનનાં બેટા બે છે તેમાં વડા બેટા જેહાંગ જેનું આજે ઉદવાડામાં ચોથું "કટીલા" કુટુંબ ગણાય છે તે વડા બેટાને દસ્તુરી ન મળતાં નાનાં બેટા આસદીનને મળે છે. હવે આસદીનથી પાંચમી પહેડીએ હોશંગ દસ્તુર છે. જેમાં બેટા બે છે તેમાં વડા બેટા શાપુર જેનું કુંટુંબ એજ દસ્તુર કુટુંબમાં વડા તરીકે બોયનાં પહેલા દીવસોનો હક ભોગવે છે તે છતાં વડા બેટાને દસ્તુરી ન મળતાં નાનાં બેટા ખુરશેદને દસ્તુરી મળે છે. જે કૈકોબાદ નરશંગનો યાને કાકાના છોકરાનો પાલક થયો છે. હવે એ ખુરશેદનાં બેટા ચાર છે તેમાંથી કોઇને ન મળતાં છેહા ચોથા બેટા બહેરામને દસ્તુરી મળે છે ઇ. સ. ૧૭૪૨ માં ભીખા રૂસ્તમને સંજાણા અનજુમન પોતાની સંમતીથી દસ્તુર ઠેરવે છે. ભીખાના બેટા હોરમજને દસ્તુરી ન મળતાં ભીખાના ભાઇ બહેરામને દસ્તુરી મળે છે. હાશબ બહેરામના બેટા ૮ તેમાંથી પાંચમા બેટા મીનોચેરને દસ્તુરી મળે છે. મીનોચેરનાં વડાબેટા પેસ્તનને ન મળતાં બીજા બેટા ખુરશેદને દસ્તુરી મળી છે જે હાલનાં છેહા દસ્તુર કહેવાય છે. હવે આપણા આ ફેહેરીસ્ત પ્રમાણે ખુરશેદ કામદીનથી સીધી લીટીએ ખુરશેદ દસ્તુર સુધી નીચે મુજબ સીલા સીલા આવે છે.

ખુરશેદ કામદીન
|
આસદીન
|
ચાઇઆં
|
કામદીન
|
આશા
|

નરસંગ
|
કેકોબાદ
|
ખુરશેદ
|
બરજોર
|
રૂસ્તમ
|
બીખા
|
હોરમજ
|
બહેરામ
|
દારાબ
|
કાઉશ
|
મીનોચેર
|
ખુરશેદ

આ ઉપલા આપણી ફેહેસ્તનાં સીલસીલામાં હરેકને " એરવદો " સીવાએ "દસ્તુરો" જણાવ્યા નથી પણ જીવણજી મોદીના જણાવ્યા પ્રમાણે ઉપલા દસ્તુરો માટેનો સીલસીલો માનવાનાં સબળ કારણો બીજી તવારીખ અને કીસ્સાઓ ઉપરથી મળે છે. તે આપણી ફેહેરીસ્તના સીલ સીલા ઉપરથી માલમ પડે છે કે મજકુર દસ્તુરોની દસ્તુરી બાપના વડાબેટા યા પાલક બેટા તરીકે વારસામાં મળી નથી પણ લાયકાત ઉપર દસ્તુરોની નિમણુંક થએલી છે. જો દસ્તુરી ઓહદો સીધી લીટીએ વારસામાં ઉતરી આવતો હોય તો આપણી ફેહેરીસ્ત પ્રમાણે ઉપલી સીધી લીટીએ દસ્તુરો આવવા જોઈએ. હવે મજકુર ખુરશેદ કામદીનથી ઉતરી આવેલા પ્રમાણે ત્રણ કુટુંબો પોતાનાં વડા નાના વચલા ભાઈના ઓહદા પ્રમાણે ઇરાનશાહની બોય દેવાનો હક આજ સુધી ભોગવે છે જેમાં દસ્તુરી ઓહદાનો હક ખુરશેદ કામદીનના બીજા બેટા આસ્તીનમાં આવે છે !!

## ત્રીજા નાગણુ રાંમ

સંજાણુ અથોરનાંન ટોળાનાં નવે કુટુંબોમાં મૂળ પુરૂષ ખુજસ્તા ખુશમ-સ્તાથી ઉતરી આવેલા હોરમજદીયાર બહમનીયારનાં બેટા ત્રણુથી આગળ વધેલાં નવ કુટુંબોમાંનાં ત્રીજા કામ હોરમજદીયારથી ત્રીજી પહેડીએ ઉતરી આવેલા મજકુર નાગણુ રાંમ કહેવાય છે. જેના ત્રણુ બેટાથી હાલનાં ઉદવાડાનાં "પટેલ" "મીરજાં," અને "સીધવા" મલી ત્રણુ કુટુંબો ગણુાય છે એ કુટુંબોનાં વડા તરીકે મચકુર નાગણુ રાંમ ગણુાતા હતા, ઈરાંનશાહ આતશ બહેરાંમ ને વાંસદેથી નવસારી લાવવાની આગેવાની કરનાર ત્રણુ દસ્તુરોમાં નાગણુ રાંમ ત્રીજા દસ્તુર હતા અને એ નાગણુ રાંમથી ઉતરી આવેલી દસ્તુરી એ નાંગણુ રાંમનાં બીજા બેટા નરશંગ નાગણુમાં ચાલે છે જે હાલનું ઉદવાડાનું આખું "મીરજા" કુટુંબ ગણુાય છે એ કુટુંબમાં ઘણુાંજ ડાહેલ અને જાણુીતા એલમવ દસ્તુરો થઇ ગયા છે. ફારસી રેવાયતોનો સંગ્રહ કરનાર નામીચા દસ્તુરો બરજોર કામદીન, હોરમ-જદીયાર ફ્રરાંમ, દારાબ હોરમજદીયાર, વીગેરે દસ્તુરો એજ કુટુંબના કહેવાય છે તેમજ કીસ્સે સંજાણુનાં લખનાર બહમન કૈકોબાદ ઉર્ફે વીકજી કુકા પણુ એજ કુટુંબના છે. એ કુટુંબમાં નાગણુ રાંમથી આગલા કેટલા દસ્તુરો થઇ ગયા તે કાંઇ વીગતે જણુાયું નથી પણુ ઇ. સ. ૧૭૪૨ માં ઉદવાડામાં દસ્તુર કુટુંબના દસ્તુર બીખા દ. રૂસ્તમની સાથે એ મીરજાં કુટુંબનાં * રૂસ્તમ શહેરીયારને સંજાણુા અથોરનાંન અનજુમન દસ્તુર તરીકે નિમે છે રૂસ્તમ સહેરીયારનાં છોકરાં પાંચ છે એ પાંચ ભાઇઓમાં કોઇનેબી આપની દસ્તુરી મળી નથી. પણુ બીજા દીકરા કાઉસ કે જે કાકા નવરોજનો પાલક થાય છે તેના વડા દીકરા ટેમુ-લને દસ્તુરી મળી છે એટલે રૂસ્તમ સહેરીયારનાં પાંચે છોકરાઓમાં કોઇ લાયક નહી હોવાથી છોકરાના છોકરાને દસ્તુરી મળી છે. રૂસ્તમ શહેરીયારનાં પાંચ બેટાઓમાં મજકુર કાઉસને દીલ્હીનાં પાદશાહ તરફથી "[illegible]"નો ખેતાબ મળ્યો છે ત્યારથી કાઉસ અને કાઉસના આજ સુધીના વંશજો "મીરજાં" ને નામે ઓળખાય છે. જ્યારે એનાણુના ચારે ભાઇઓ અને તેઓનાં આજ સુધીનાં વંશજો અને "ખુરશેદબેગ કાઉસ" અગાઉનાં પુરૂષોનાં આજ સુધીનાં વંશજો માકુજીનાં નામે ઓળખાય છે. એટલે મૂળ કુટુંબ "માકુજીના" કહેવાય છે. મચકુર ટેમુલ પછી તેનાં બેટા રૂસ્તમને દસ્તુરી મળી છે અને રૂસ્તમના બેટા ચાર છે તેમાંથી છેલ્લા ચોથા બેટા બરજોરને દસ્તુરી મળે છે અને બરજોરનાં બેટા ત્રણુ છે તેમાંથી વડા બેટા ટેમુલને ન મળતાં નાનાં ભાઇ પેશુતનને દસ્તુરી મળે છે એ રીતે એ કુટુંબમાં બાપ સીધો બેટી એ દસ્તુરી ઉતરી ન આવતાં લાયકાત પ્રમાણે હરેક જણુને મળી છે.

---

* જુઓ પારસી પ્રકાશ ભાગ ૧ લો.

# "ઈરાનશાહ" આતશ બહેરામ

## અને

## *મુવેદ નેરીયોશંગ ધવલ.

જ્યારે ઈ. સ. ૬૩૨ માં પારસી શહેનશાહતનો છેલ્લો પાદશાહ યજદજર્દ શહેરીયાર ગાદી પર આવ્યો ત્યારથીજ જરથોસ્તી રાજ્યની પડતી થવા માંડી અને ઈ. સ. ૬૫૧ માં ખલીફ ઓમરને હાથે એનો પરાજય થયો. પોતાના ધર્મના રક્ષણ અર્થે ઇરાનથી ઇ. સ. ૬૯૭ માં પહેલ વહેલા પારસીઓ હિંદુસ્તાનમાં આવી દીવ બંદરે ઉતર્યા હતા. તેઓની સાથે આ મહા કાબેલ અને પરહેજગાર દસ્તુર સાહેબ પણ આવ્યા હતા એવણ * સંસ્કૃત ભાષામાં ઘણાજ કુશળ હતા અને દીવ બંદરમાં ૧૯ વર્ષ ગુજાર્યા પછી રમલ નાંખી જોતાં અહીંઆં સલામતી ભરેલું નહિ જણાવાથી કોઈ બીજે ઠેકાણે જવાની ધારણાએ આ ધર્મ ચુસ્ત ટોળો દીવ બંદર છોડી વહાણોમાં આગળ નીકળ્યો પણ કમનસીબે માર્ગમાં જતાં એક મજબુત તોફાન નડ્યું જેથી સર્વે જરથોસ્તીઓ પોતાની આશા છોડી નાસી-પાસ થયા પણ આવી મોટી આફતથી હાર નહિ ખાતાં આ દાનાવ દસ્તુર અને બધાઓએ પોતાના પેગમ્બર ધર્મની ખુબીઓ ધ્યાનમાં લઈ ધીરજ અને સંતોષ રાખી તે કીરતારની ખીદમતમાં એકી બંદગી કરી મુરાદો માગી કે તું અહુરમજ-દની બક્ષેસથી હમોને બહેરાંમ યઝદ સાહેબ મદદગાર થાઓ તો હમો કોઈ પણ કીનારે ઉતરી આતશ બહેરામ સાહેબનો કેબલો બનાવી તેની જનાબમાં હમેશ શુક્ર ગુજારી કરીશું !

આ આફતમાં સપડાએલા પરહેજગાર દસ્તુર અને દીનચુસ્ત જરથોસ્તી-ઓની ખરાં અંતઃકરણની બંદગીની મુરાદ બર આવી અને થોડા વખતમાં આફતનું વાદળ દુર થયું અને મુબારક રોજ ૨ જો બહમન અમશાસ્પંદ અને મહા

---

* આ મુવેદ નેર્યોસંગ ધવલ દસ્તુર તરીકે ઓળખાય છે પણ અસલથી મુખ્ય ફિરંગમાં "મુવેદ" તરીકે નામ [illegible] આવ્યું છે.

એવણનાં જમાનાં માટે કેટલાક સાહેબો જુદુ જુદુ મત આપે છે કે જો "ઈરાનશાહ" આતશ બહેરાંમ પધરાવવાની ક્રીયા એજ મુવેદ નેર્યોશંગ ધવલે કીધી હોય તો એ કાબેલ દસ્તુર સાહેબ તો છેક ૧૫ મી સદીમાં થઇ ગયા હતા તો પછી એવણ "ઈરાનશાહ" આતશ બહેરાંમ પધરાવવાની ક્રીયા કેમ કરી શકે ? કારણકે "ઈરાનશાહ" ને પધરાવવાની ક્રીયા ઈ૦ સ૦ ૮ મી સદીમાં થઈ છે. આ મત શા આધારે આપવામાં આવે છે તે જણાયું નથી પણ જુના જમાનાઓથી ચાલતી આવેલી દંત કથાઓ ઉપરથી અને આજુબાજુની તવારીખનાં આધાર ઉપરથી પુરવાર થાય છે કે મુવેદ નેર્યોશંગ ધવલ એકજ થઈ ગયા છે અને ઈરાનશાહ વાળા જમાનામાં થઈ ગયા હતા અને એજ કાબેલ દસ્તુર સાહેબ "ઈરાનશાહ" ને પધરાવવાની સર્વે ક્રીયા કરી પહેલીવાર કીધી હતી.

* એવણે સંસ્કૃત ભાષા હિન્દુસ્તાન આવ્યા પછી [illegible] શીખી હોવી જોઈએ.

૪ થો તીસ્તર તીર મહા અને ૮૫ યજદેઝર્દી (ઇ. સ. ૭૧૬) ને દીને દીવનો નીકળેલો કાફલો સહીસલામત સંજાણ બંદરે આવી પંહોંચ્યો પણ તે વખતના ત્યાંના રાજા "જાદી રાણા" તરફથી એકાએક ઉતરવાની રજા મળી શકી નહિ ત્યારે દસ્તુર નેરીઓશંગ ધવલે સંજાણનાં રાજા "જાદી રાણા" જોડે સવાલ જવાબો કરવામાં અગેવાન ભાગ ભજાવ્યો હતો. જાદી રાણાને આપણા લોકોનું અત્રે નાસી આવવાનું કારણ, આપણો ધર્મ, આપણી રીતભાત, તથા બીજી ઘણી એક માહીતી જાણવાની ખાહેશ દેખાડવા ઉપરથી આ મહા કામેલ દસ્તુરજી સાહેબે હિંદી જરથોસ્તીઓની તવારીખમાં વિખ્યાત થએલા નીચલા ૧૬ સંસ્કૃત શ્લોકો રચી રાજાને આપણા હેવાલથી વાકેફ કીધા હતા. એ શ્લોકો સાંભળી રાજા જાદી રાણા ઘણો ખુશી થયો અને ચોક્કસ સરતોએ તેણે જરથોસ્તીઓને સંજાણમાં આસરો આપી રાખ્યા. એવી રીતે પાંચ વર્ષે ઠરી ઠામ થયા પછી ઇ. સ. ૭૨૧માં જાદી રાણા પાસે આતશ બહેરાંમની દીચાને માટે અલાયદી જગ્યા માંગી તથા બીજી મદદો માંગી પવિત્ર આલાતોથી આતશ બહેરાંમ પરઠવાની સર્વે સંપુર્ણ ક્રીયા કરી રોજ ૯ મો. આદર યજદ અને મહા ૯ મો આદર યજદ સને ૯૦ ય. જ. ને દીને આતશ બહેરાંમ સાહેબને શ્રી. સંજાણમાં પરઠયા અને એની સર્વે ક્રીયા મચકુર નેરીઓશંગે કરી. અને એને ઇરાનની મુસીબતોની ઇધાની તરીકે એનું "ઇરાનશાહ" નામ આપ્યું જે મુબારક ઇરાન શાહ આતશ બહેરાંમના નામથી એ પવિત્ર નૂરી કેબલો આજ સુધી ઉદવાડામાં બિરાજે છે. એ ઇરાનશાહને પરઠી એની પહેલી બોય મચકુર નેરીઓશંગે દીધી હતી તે વખતે સંજાણમાં આવેલા જરથોસ્તીઓમાં એવણ બહુ વિદ્વાન હતા અને ઇરાનશાહને માટે જોઇતો "વિજળી" નો આતશ એજ પહેરેજગાર દસ્તુરે દીવસો સુધી એકાંતમાં બંદગી કરીને આકાશી વિજળીથી એક મોજેજા રૂપે મેળવ્યો હતો. એઓની પહેરેજગારી એક મહાન યોગી સમાન હતી જેની રૂહે એમની બંદગી નાં પ્રતાપે આકાશમાંથી વાદળ થઇ આવી વીજળીના ચમકારા પડયા હતા અને તે ચમકારા અગાઉથી પાવ મહેલથી તેયાર રાખેલા સુખડ લોબાન વાળાં વાસણમાં પડી ભડકું ઉઠયું હતું એ રીતે આ પહરેજગાર મહાપુરૂષે ઇરાનશાહ માટે વિજળીનો આતશ પોતાની પવિત્રાઇથી મેળવ્યો હતો. દસ્તુર નેરીઓશંગ, જંદ, પહેલવી, ફારસી અને એરેબીક ભાષાઓ ઉપરાંત સંસ્કૃત ભાષાનાં પણ પક્કા પંડિત હતા એવણે આપણા કેટલાક અવસ્તા અને પહેલવીમાં લખાએલાં પ્રાચીન ધર્મ પુસ્તકોનો સંસ્કૃત ભાષામાં તરજુમો કર્યો હતો. જેમાં યજશનેનાં ૫૬ હા, વંદીદાદની થોડીક પરગરદો, થોડીક યસ્તો, મીનોખેરદ, શેકંદ ગુમાની, વનાર, ઓગદેમઇચા, વીગેરે છે દસ્તુર નેરીઓશંગ ધવલે સંજાણનાં રાજા જાદીરાણાને જરથોસ્તી ધર્મની ફીલસુફી અને પારસી રાહ રશમો વીગેરે સઘળી માહીતી આપવામાં

આગેવાન ભાગ લીધો હતો અને રાજ્યનાં ધર્મને માન આપવા. આપણા ધર્મને બાધ નહિ આવે એવી કેટલીક સરતો કીધી હતી કે જેમાંની ઘણી ખરી આજેપણ રિવાજ રૂપે જારીજ છે. જેવી કે લગ્નની ક્રીયા સવારને બદલે રાત્રે કરવાની, લગ્નમાં આરા અંતર બાંધવાની, હોળીને નાળીએર, પુરી ચહડાવવાની, દીવાળી માનવાની, ઓરતોએ બુરખા વગર ફરવાની વીગેરે, એવી એમની દાનાઇ અને કુનેહથીજ પારસીઓને સંજાણમાં તે મુશકેલ વખતમાં આશ્રય મળ્યો હતો અને એજ નેરીયો શંગ ધવલનાં તોખમથી આ સંજાણા ટોળાની "ફેહેરીસ્ત" આગલ ચાલે છ.

## *૧૬ સંસ્કૃત શ્લોક.

શ્લોક પહેલો.

સૂર્યધ્યાયંતિ યે વૈ હુતવહમનિલમ્ ભુમિમાકાશ માધમ
તોયે-મ્પંચતત્ત્વમ્ ત્રિભુવનસદનમ્ ન્યાસમંત્રૈસ્ત્રિ સંધ્યમ્
મા હોરમઝદ સુરેશમ્ બહુ ગુણ ગરિમાણં તમેવં કૃપાલુમ્
ગૌરા ધીરા સુવીરા બહુબલનિલયાસ્તે વયમ્ પારસીકાઃ ॥

**અર્થ**:—સુર્યને માનનારા, અગ્નીની પૂજા કરનારા, ભૂમી તથા આકાશ તથા પાણીને માનનારા, એવા પાંચ તત્વને પ્રથમ માનનારા દીવસમાં ત્રણ વખત ન્યાએશનું મંત્ર પઢનારા અને શ્રીઅહુરમજદ કે જે સર્વે ફેરસ્તાઓનો સરદાર છે અને તે ઘણો ગુણે ભરેલો છે, અને જગતનો પાળનાર છે તેને માનનારા હમો ગોરા, ધીરા, સુરા, તથા બળવંતા પારસીઓ છીએ.

શ્લોક બીજો.

સ્નાને ધ્યાને સુપાઠે હુતવહહવને પ્રાશને માલ્યમૌત્રે
શાસ્ત્રોક્તમ્ સ્મૌનમ્ નિદધાત નૃવરાઃ સર્વદા સર્વદા નઃ
નાનાધુપૈઃ સુપુષ્પૈ વેરફૂલબહુલૈઃ પૂજ્યવતોહ દેવુઃ
ગૌરા ધરાઃ સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ ॥

**અર્થ**:—નહાતી વેળા, ધ્યાન કરતાં, રૂડુ ભણતાં, આતશન્યાંએશ કરતાં, ફરાળ કરતા, ભોજન જમતાં, પેસાબ કરતાં, બહાર ભુમી જતાં, એ સાતે જગો ઉપર શાસ્ત્રને રૂએ ગુરૂના હુકમ પ્રમાણે બાજ ધરે, અને સુખડ લોબાન અગરથી ઘણાં પુષ્પથી તથા સારાં ફુલે કરી ગાથનાં પુજારી છીએ તે હમો ગોરા, ધીરા, સુરા તથા બળવંત પારસી છીએ.

શ્લોક ત્રીજો.

રમ્યમ્ વસ્ત્રં પવિત્રમ્ કવચગુણમયં કંચુકમ્ નિત્યમંગે
મુક્તામૂર્ણાધુકુસ્તીમહિસુખસમતાબધનાં ચૈવ કટયાંમ્
મૂર્ધાનં વસ્ત્રગુપ્તં પદયુગલતલે રક્ષણં કુર્વતો યે
ગૌરા ધીરાઃ સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ

* આ ૧૬ સંસ્કૃત શ્લોક મી૦ શાપુરજી કાવસજી હોડીવાળા ( બી. એ. ) એ મહેરબાનીની રાહે વપરાસી સુધારી આપ્યા છે.

અર્થ:—જે પોતાના શરીરે સુંદર બખ્તર રૂપી સદરા પહેરે છે, અને કમરે સારી ઉનની ગાંપના સુખ જેવી પવિત્ર કુસ્તી બાંધે છે, અને માથું ઊપરી તોપીએ યાને પાઘડી ઢાંકે છે તે હમો ગોરા, ધીરા, સુરા, તથા બળવંત પારસી છીએ.

શ્લોક ચોથો.

યદ્માંગલ્યે વિવાહે કથિતશુભદિને સુસ્વરં ગીતવાદ્યમ્
શ્રી ખણ્ડં ચંદનાદ્યં વપુષિ યુવતયો ધારયન્તીહ યેષાં
સ્વાચારાદ્યે પવિત્રા બહુગુણનિધયો રમ્યશાસ્ત્રાર્થયુક્તા
ગૌરા ધીરાઃ સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ

અર્થ:—જેના ઘરે લગનને દીવસે ગીત ગાવાં તાસા નગારા વાગે, અને જેનું કામ સર્વે પવિત્ર છે અને જેની સ્ત્રીઓ અંગે સુખડ વીગેરે જાતની ખુશબો લગાડે છે જેનાં શાસ્ત્રની રીતનાં ગુણો ઘણા છે તે હમો ગોરા ધીરા સુરા તથા બળવંત પારસીઓ છીએ.

શ્લોક પાંચમો.

યેષાં ગેહે સુરમ્યં મધુરરસમયં ચાન્નદાનાદિ નિત્યં
કાસારં કુપવાપીજલપુલરંચનં દાનમેભિઃ પ્રકારમ્
વસ્ત્રાદ્યં દ્રવ્ય-દાનં દદાતિ ગુણવતાં સર્વદા યાચકાનાં
ગૌરા ધીરાઃસુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ

અર્થ:—જેનાં ઘરમાં મીઠી જુબાન બોલનાર, અંનની સખાવત કરનાર, તળાવ કુવા વાવથી પવિત્ર પાણી ભરી લાવી ( ખાડાનું પાણી નહી ભરીએ. ) હર પ્રકારનું દાન કરી વસ્ત્રનું દ્રવ્યનું દાન કરે તેવા હમો ગોરા, ધીરા, સુરા, બલવંત પારસી છીએ.

શ્લોક ૬ ઠો

યદૃગ્ હર્ષો વિષાદ સુખમસુખમહોજ્ઞાનમૌનેચ યાદૃક
ધર્માધર્મૌચ યાદૃગ વિમલકુલક્ષતૌ યાદૃગારોગ્યરોગૌ
ઉર્ધ્વાધસ્તૌ ચ યાદૃગ્ દ્યુતિતિમિરમયૌ સૃષ્ટિસંહારકારૌ
યેષાંયુક્તૌ મતે દ્વૌ નિર્વાધપૂર્વૌ તે વયં પારસીકાઃ

અર્થ:—જેવો હરખ અને કલેશ, જેવું દુઃખ ને સુખ, જેવું જ્ઞાન ને અજ્ઞાન, જેવો ધર્મને અધર્મ, જેવો રોગ ને આરોગ, જેવું આકાશ ને પૃથ્વી, જેવું અજવાળું ને અંધારૂં, જેવી સૃષ્ટિ ને મરકી. એવા રૂડા ને ભુંડા બેઉ માર્ગ સમજનાર હમો પારસી છીએ.

શ્લોક સાતમો

ગોમૂત્રે ર્યત પૂતઃ સિરવદનમિતાઃ સ્રીપયઃ-પાનશુદ્ધાઃ
બાહ્યાંતસ્નાનયુક્તં તદનુ-પરિવૃતાં મધ્યદેશેચ સુદ્રા
મુદ્રાગ્રાહ્ય ન નિદ્રા જપનમનસા સ્વાદુ-પુજાદિ-કાર્યે
યેષાં માર્ગેહિ તત્વં ત્વજાતમજાયનં તે વયં પારસીકાઃ

અર્થ:—ગાયનું મુત્ર મંત્ર ભેગતે કરી આખા શરીરે લગાડી સી પાએ સુધી થાય એક ઉઘાડું સ્નાન અને એક ઢાંકયું સ્નાન કરી સીરથી પાગ સુધી થાય, એક બહાર સ્નાન ને એક અંદર સ્નાન કરે તે કરી પવીત્ર થાય ખાવું નહિ, જપ કરવો નહિ, પઢવું પુજાનું કામ સદરા વગર થાય નહિ, એવો રૂડો માર્ગ ધર્મનો જાણવો તેવા હમો પારસી છીએ.

શ્લોક આઠમો.

કાષ્ટૈ ષણ્‌માસશુષ્કૈસ્ગુરૂમલયજૈ: કાષ્ટ-કર્પુર-ધુપૈ:
હોમ: સ્યાત્ પંચકાલં પ્રતિદિનમુદિ તૈરેક્ષરૈ: મંત્ર-યુક્તૈ:
નિર્વાણાગ્નિસ્તુ સુર્યાવૃત-ઘન-રૂચિરૈર્નો યુગાંતેપિ યેષામ્
સત્ય-ન્યાયે: કૃનિષ્ટા નચ યુવતિ-રતાસ્તે વયં પારસીકા:

અર્થ:—છ માસના સુકાં લાકડાંની દીવસમાં પાંચ વખત યાને પાંચે ગેહ મંત્ર ભણી દીવસે સુર્ય સનમુખ થઇ ઘંટ વજાડે અને તેપર અગર સુખડ વીગેરે ધુપી મંત્ર પઢે અગ્ની પર સુર્યનાં કિરણ ન પડે અને ઝળકતી એક સરખી જોત બળે તે ધર્મનાં સાચ્ચા ન્યાયથી ચાલનારા તે હમો પારસી છીએ.

શ્લોક નવમો

યેષાંમેરાંગના યા ઋતુ સમયદિના: સપ્તગત્રૌ ભવેયુ:
પૂત: સુતાશ્ચ માસે પ્રસવન-નમથાદ્ દેહ-શુદ્ધ સ્તથૈવ
શ્મ્યાચારેણ ગૌરા નવકનકાનમા વાંય વન્તયો બલિષ્ઠા:
પૂત.ત્માનોપિનિત્યંમ વિકસિતવદનાસ્તે વયં પારસીકા:

અર્થ:—જેની સ્રી દસ્તાન બેઠેલી સાત દીવસે પવીત્ર થાય, બાળક જણે ત્યારે એક માસ (દશ દિવસ) સુધી દુર રહે તે પછી સ્રી પવિત્ર થાય. તે રીતે કરવાથી તેના પુત્ર સુખી અને કુળવંતા રહે અને સારા દેખાઇતા ગોરા મોટા પ્રાકર્મી અને હમેશાં સુખી રહેનાર ઘણા પવિત્ર રહે તે હમો પારસી છીએ.

શ્લોક દશમો.

વેશ્યા ભિ: નૈવ સંધંમ પિતૃષુ સૂચિત-શ-કાલે
ભિ ચિન્તા નો માંસંમ યજ્ઞ બાહયંમ સ્વપિતો ન
દિધરાશયહો પુષ્પ નારી વૈવાહયં લગ્ન-શુદ્ધિ શુચિ:
નહિ મતા ભર્તૃદિના પુરશ્રી યેષામા-ચાર એવંમપ્રાત
દીનમુદિતા ગૌરા ધિરા: સુાવરા બહુબલીનિશ્ચયાસ્તે વયં પારસીકા:

અર્થ:—વેશ્યા ઓરતનો સંગ નહિ કરીએ, બુજરોગ વડીલોની માફક પવિત્ર રહીએ, દોસલાંનાં દહાડા અગ્નીનું ધ્યાન ધરીએ, તેને મંત્ર સાંભરવા જ જોઇએ, યજ્ઞ (જશન) વિના માંસ (ગોસ્ત) વાપરયે નહિ દસ્તાન બેઠેલી સ્રી ભૂમિ પર વગર બીછાને સુવે નહિ વિવાહમાં લગ્નનો સારો સેવસ જોઇએ વિવાહમાં અપવિત્ર (દસ્તાનવાલી) આવે નહિ એવા હમારા રિવાજ છે તે હમો ગોરા, ધીરા, સુરા, તથા બળવંત પારસી છીએ.

### શ્લોક અગીઆરમો.

અતવાહિંશદ્ દિવસાંનિ પ્રથરતિ ન વશું પાકકાર્યે પ્રસુતા
મૈનાધ સ્વરૂપ-નિદ્રા જપ-વિધી-નિરતા સ્નાન-સુર્યોપનેષુ
ધ્યાયતે ચૈવ નિત્યં મરૂદનલધરા-તોય-ચંદ્રાર્ક યજદાન્
યેષાં વર્ણો ન હીનું સતતમભિતાસ્તે
ગૌરા ધીરા: સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારશીકા

અર્થ:—જેની સ્ત્રી પ્રસવ થયા પછી ૪૦ દીન સુધી રાંધે નહિં અને ઘણી ઉંઘે નહિં, ૪૦ દીન પછી નાહને સુર્યની પૂજા કરે ત્યાર પછી બીજું કામ કરે અને પવન, અગ્નિ, જલ, ચંદ્ર, સુર્ય એ દરેકથી મુખ્ય શરીર દુર રાખે તે હમારી વર્ણન ઇશ્વર કૃપાથી આખર સુધી જારી રહે તે હમો ગોરા, ધીરા, વીરા, તથા સુરા, બળવંત પારસી છીએ.

### શ્લોક બારમો.

પાનીયમ્ વ્યોમ-ચંદ્રમ્ હુતવહમનીલંમ્ ભુ મ
માદિત્યમેવં સ્ત્રી હોરમજદ દાતારમચલમંમરમ્
ચેતસા ચતનીયમ્ નિત્યંમ્ યે ન્યાશ-પાઠં સતત-વિજય
દંમ ધર્મદંમ્ સંચરનતી તચ્યાહારે મૌનમાદ્રો તનુશુચિ-
કરણે ગૌરા ધીરાઃ સુવીરા: બહુબલનિલયાસ્તે વયં પારસીકા:

અર્થ:—પાણી, આકાશ, ચંદ્ર, અગ્નિ, વાયુ, ભૂમી, અને સુર્યને પ્રથમ માંને અને અહુરમજદ જે સૌથી મહોટા સાહેબ અને દાતાર અને અમર છે તેને ખરાં મનથી ધારે અને જે ફતેહનો આપનાર અને ધર્મનો વધારનાર તેની ન્યાએશ ભણવું કરનાર તથા જમતી વેળા અને નહાતી વેળા બાજ ધરે છે તે હમો ગોરા, ધીરા, સુરા, તથા બળવંત પારસી છીએ.

### શ્લોક તેરમો.

ઊર્ણામય્યાં ધૃતાયામતિફલબહુલાં જાહ્નવી-સ્નાન
તુલ્યાં યેષાં નિત્યંમ્ નરાણા ધનગુરૂગ્રીતાં
હેમવર્ણાં ચ રમ્યાં યોગાકારાં વિશાલાં ગુરૂજનવચ-
નૈર્મેખલાં ધારયંતી શાસ્ત્રોક્તંમ શ્રોણિદેશે-રૂ-
તકવચ્યાબિદમ્ ગોરા ધીરાઃ સુવીરા બહુબલનલયા સ્તેવયંમ્ પારસીકાઃ

અર્થ:—જે પોતાની કમરે કુસ્તી બાંધેચ તેનો ગાંઠ સાંપના મુખ સરખો રહે જે ઘણું રૂડુ ફલ પવિત્ર ગંગાનું સ્નાન હમોને કુસ્તી બાંધ્યાથી હોય અને ઘેટાંના નિમાળાના ઘણા તાર વતો મોટી કુસ્તી બાંધ્યાથી ઘણાં ગુણ હોય કુસ્તોની સુના સરખી વર્ણ છે ગુરૂના હુકમ પ્રમાણે શાસ્ત્રને કાયદે નવજોત કરે ત્યારે સદરો પહેરે તે ઉપર બાંધે તે હમો ગોરા, ધીરા, સુરા, બળવંત પારસી છીએ.

### શ્લોક ચઉદમો.

જાત્યા નિત્યં પવિત્રા પશુમપિ સહસા હંતિ ચેત્
પંચગવ્યં ગોમૂત્રં સ્નાનપૂર્વં ત્રનાશર-દિવસેઃ શુદ્ધિ

રેવંમ્ મનોજ્ઞા નિત્યંમ શુક્રણાં સુવચન કરણં
કલમષ ક્ષાલનાર્થંસ્ર યેષાંમ્ આચારએ
વંમ પ્રતિદીનમુદિતા ગેરા ધીરાઃ સુવીરાઃ બહુબલ
નિલયાસ્તે વયંમ્ પારસીકાઃ

અર્થઃ—જે નિતીએ પવીત્ર છે, અને કોઈ વખત પણ વીગેરે અકસમાતથી માચીમાં આવે ત્યારે ગઉમુત્રે કરીને સ્નાન કરતાં ઘણે દીવસે પવીત્ર થાય એવો જેનો ધર્મ છે અને હમેશ ખુશ રહે છે તે હમો ગોરા, ધીરા, શુરા, તથા બળવંત પારસી છીએ.

શ્લોક પંદરમો.

પુર્વા ચાર્ય પ્રમદૈઃ વિરચિત. રૂચિત રૂચિરૈઃ
મોક્ષ માર્ગ પ્રેદાતૈઃ સંસ્કારૈઃ સતાત્ કવી નામવિર
ચિત વિધિના કથ્યતે વ્યોમદશચ સર્વેષામ
ચત્રયાણાં દહન-વસમતિ-ભાસ્કરાણાં ચ
પૂજા પુષ્પા દૈઃ સંપ્રદિષ્ટ પરમુદિતમનસા
ગૌરા ધીરાઃ સુવીરા બહુબલનલયાસ્તે વયંમ પારસીકાઃ

અર્થઃ—જે હમારા અસલનાં સાચ્ચા અને એપોઈના માર્ગ છે કે જે માર્ગની રીતે ચાલે તો પાછા પુર્નજનમ લે નહિ લે, અને ઘણાજ માનથી આતશ, જમીન તથા સુરજની બંદગી કરતા તે, અને આતશ ઉપર ખુશબો મુકી આગળ ફુલ ધરી પોતાની ખુશીથી શાસ્ત્ર પ્રમાણે પુજા કરે છે તે, હમો ગોરા, ધીરા, શુવિરા તથા બળવંત પારસી છીએ.

શ્લોક સોળમો.

શ્રી અહુરમઝ-મુખ્યંમ્ સકલ-વિજય-ફુત્પુત્ર-પૌત્રાદ્રિ
ધ્યૈઃ દાતા શ્રી આતશાય સ ભવણ ભવતાં પાપનાશ
ય નિત્યં શ્રી સુયઃ સ્વાનુકુલો બહુતર-ફ-દા-યાશ
બધ્યાથ પંચ હે સર્વે પારસીકા અસુર-વિજયિનો
યાંતુ માન્ય ચ નિત્યંમ્ ગૌરા ધીરાઃ સુવિરા બહુબલ
મિલયાસ્તે વયમ્ પારસીકાઃ

અથઃ—શ્રી અહુરમજદ કે જે સર્વે ફ્રેસ્તાઓનો ધણી સાહેબ છે. તેનું નામ લીધાથી હરેક મુનાદ બર આવે તેના શ્રી આતશ કે જે પુત્ર પૌત્રનું સુખ આપે, ધન આપે. જે હમેશાં પાપનો નાશ કરે છે તથા બહુ ફળ આપે છે સુર્યની ચંદ્રની આતશની પાણીની ભુમિની એવાં પાંચની પ્રથમ ભક્તિ કરે છે, અને જે હમેશ લક્ષ્મી જશ સુખ ખુશી વીગેરેની સખાવત કરે છે તે હમો ગોરા ધીરા શુવિરા તથા બળવંત પારસી છીએ.



# મોબેદ નેરીઓશંગ ધવ-લનાં તોખમથી ઉતરેલા સંજાણા મોબેદોની "ફેહે-રીસ્ત" યાને વંશાવળી

## અસલ ઉપરથી.

સંવત ૧૪૭૨નાં યઝદે જરદી સને ૭૮૫) સાતસો પંચાસીમાં શ્રી. ચાંગા-આસા એ સર્વે કુટુંબો સાથે મળી "વાંસદે" થી નવશારી આવ્યા ત્યારે સાથે સંજાણા ટોળાનાં ત્રણ કુટુંબો આવ્યાં હતાં, તેમાં ૧લું—ચાંઈઆ એ૦ સહીયારનું કુટુંબ ૨ જું-ખુરશેદ એ૦ કામદીનનું કુટુંબ અને ૩ જુ-નાંગણ એ૦ રાં નુ કુટુંબ એ ત્રણે કુટુંબો એ૦ ખુજસ્તા એ૦ ખુશમસ્તાથી નીચે પ્રમાણે ચાલી તેનાં નવકુટુંબો ગણાય છે તેની ફેહેરીસ્ત યાને વંશાવળી લખી છે.

એરવદ ખુજસ્તા એ૦ ખુસમસ્તાને બેટો
૧—એ૦ બહમનીયાર એ૦ ખુજસ્તા
એ૦ બહમનીયાર એ૦ ખુજસ્તાને બેટા ૨
૧—એ૦ હોરમજદીયાર એ૦ બહમનીયાર
૨—એ૦ હોમ એ૦ બહમનીયાર

એરવદ બહમનીયારનાં બીજા બેટા "હોમ" પોતાનાં બેટા ફ્રેદુન સાથે નવશારી પંથકમાં જઈ ત્યાં ભગર્યાઓ સાથે ભાગ લઈ રહ્યા છે. એટલે હોમ બહમનીયારનું કુટુંબ ભગરમાં ગણાય છે જ્યારે વડા ભાઈ હોરમજદીયાર એ૦ બહ-મનીયારનું કુટુંબ આપણા સંજાણાં ટોળાની અસલ ફેહેરીસ્તમાં નીચે મુજબ ચાલે છે.

એ૦ હોરમજદીયાર એ૦ બહમનીયારને બેટા ૩
૧—એ૦ ધનપાલ એ૦ હોરમજદીયાર
૨—એ૦ કામ એ૦ હોરમજદીયાર
૩—એ૦ સાહેર એ૦ હોરમજદીયાર

આપણી અસલ ફેહેરીસ્તમાં હોરમજદીયાર બહમનીયારના ત્રણ બેટા-ઓથી ઉદવાડેનાં અથોરનાંન ટોળાનાં નવ કુટુંબો ગણાય છે તેમાં પહેલા ધનપાલથી ખોરશેદ કામદીનનાં ત્રણ બેટાથી ત્રણ કુટુંબો ઉતરે છે. તેમાં પહેલું "દસ્તુર" કુટુંબ, બીજું "કટીલા" કુટુંબ અને ત્રીજું "ભાઈજીનાં" કુટુંબ લખ-વામાં આવ્યાં છે. જ્યારે બીજા કામથી નાંગોજ કામનાં ત્રણ બેટાથી ત્રણ કુટુંબો

# મોબેદ શાપુર મોબેદ સહેરીયારથી ઉતરી આવેલા દરેક ઠેકાણેનાં મુખ્ય અથોરનાંન ટોટાઓ.



ઉતરે છે તેમાં ચોથું "મીરજી" કુટુંબ, પાંચમું "પટેલ" કુટુંબ અને છઠું "સીધવાં" કુટુંબ લખવામાં આવ્યું છે અને ત્રીજા બેટા સાહેરથી ચાંઇઆં સહીયારનાં ત્રણ બેટાથી ત્રણ કુટુંબો ઉતરે છે તેમાં સાતમું "અંધ્યારૂજીના" કુટુંબ, આઠમું "ઉનવાલા" કુટુંબ અને નવમું "ભાભા" કુટુંબ લખવામાં આવ્યું છે. એ નવે કુટુંબો ઉદવાડાનાં "ઇરાનશાહ" આતશબહેરાંમની બોય દેવાનો હક વંશપરંપરાથી ભોગવતા આવ્યાં છે.

પણ મજકુર કુટુંબો આપણાં અસલ ફેહેરીસ્તમાં ઉપર મુજબ અનુક્રમે વડાં નાનાં લખાએલાં છે એ આપણા અસલથી બોય દેવાનાં ચાલતા આવેલા કાયદા યા રીવાજથી તદન હેરફેર લખાએલાં છે. કારણ કે આપણો અસલથી હાલ સુધી ચાલતો આવેલો રેવાજ એવો છે કે એક મહીનાંની શરૂઆતીથી એક બાપનાં બે ચાર, યા જેટલા બેટાઓ હોય તેઓમાં જે વડો હોય તે મહિનાનાં પહેલા દિવસોનો હક ભોગવે છે બીજો ભાઇ તે પછીનાં દીવસોનો હક ભોગવે છે ત્રીજો ભાઇ તેની પછીનાં દીવસોનો હક ભોગવે છે. એ રીતે જેટલા ભાઇઓ હોય તેટલા વડો, વચલો, નાંનો અનુક્રમે મહીનાંની શરૂઆતીથી હક ભોગવે છે. એ રીતે એક મહીનામાં જે કુટુંબના જેટલા ભાઇઓ હોય તેટલાઓ અસલથી આજસુધી અનુક્રમે વહેંચણી કરી બોયનો હક ભોગવતા જાય છે. અને એજ રીતે વડા, વચલા, નાનાં પ્રમાણે અસલથીજ મહીનાઓની વહેચણી થએલી છે. અને એજ રીતે વહેચાતો આવેલો રીવાજ આજ સુધી જાયજ છે. છતાં અસલ ફેહેરીસ્તમાં એરવદ હોરમજદીયાર એ૦ બહમનીયારનાં ત્રણ બેટાઓને અને ત્યાર પછી નવ કુટુંબોમાંના કેટલાંક કુટુંબોનાં મૂળ પુરૂષોને અસલથી હાલ સુધી ચાલતા આવેલા ચાલુ રીવાજ અને કાયદાથી ઉલટી રીતે હેરફેર ગોઠવવામાં આવ્યાં છે.

પણ મજકુર ત્રણ બેટાઓને અને તેઓ પછીના બીજાં કુટુંબોને ચાલતા આવેલા રિવાજ પ્રમાણે બોય દેવાનાં મહીનાઓ પર અનુક્રમે ગોઠવતાં નીચે મુજબ વડું નાનું બોયના વારા પ્રમાણે બરાબર કુટુંબો આવે છે.

એરવદ હોરમજદીયાર એ૦ બહમનીઆરને બેટા ૩

૧—એ૦ સાહેર એ૦ હોરમજદીયાર
૨—એ૦ ધનપાલ એ૦ હોરમજદીયાર
૩—એ૦ કાંમ એ૦ હોરમજદીયાર

ઉપલા હોરમજદીઆર બહમનીઆરનાં પહેલા વડા બેટા સાહેર હોરમજદીયારની ચોથી પહેડીએ ચાંઇઆ સાહેર થયા છે, તેના ત્રણ બેટાથી ત્રણ કુટુંબો થયા છે. તેમાં પહેલું "અંધ્યારૂજીના" કુટુંબ બીજું "ઉનવાલા" કુટુંબ ત્રીજું "ભાભા" કુટુંબ છે. જયારે બીજા વચલા બેટા ધનપાલ હોરમજદીયારની ચોથી પહેડીએ ખુરશેદ દામહીન થયા છે. તેમાં ચોથું "કટીલા" કુટુંબ—પાંચમું "હસ્તુરનાં" કુટુંબ—છઠું "ભાઇજીનાં" કુટુંબ છે. અને ત્રીજા છેલા બેટા કાંમ હોરમજદીયારની ત્રીજી પહેડીએ નાગશુરાંમ થયા છે. તેનાં ત્રણ બેટાથી ત્રણ કુટુંબો થયાં છે. તેમાં સાતમું "પટેલ"

કુટુંબ—આઠમું "મીરજા" કુટુંબ—નવમું "સીધવા" કુટુંબ છે અને એ અનુક્રમે જણાવેલાં નવ કુટુંબો "ઇરાનશાહ" આતશબહેરાંમની બોય દેવાનો હક અનુક્રમે ભોગવતાં આવ્યાં છે.

હોરમજદીયાર બહમનીયારનાં મઝકુર મૂળ ત્રણ બેટાઓમાંથી આ નવ કુટુંબો થયા છે. અને એ મૂળ ત્રણ ભાઇઓમા "ઇરાનશાહ" આતશબહેરાંમની બોય દેવાની વહેંચણી નીચે મુજબ થએલી છે જે આજ સુધી ચાલુ છે.

પહેલા વડા બેટા સાહેર હોરમજદીયાર હોવાથી પહેલા ફરવરદીન મહીનાંનો બોયનો હક એ વડા ભાઇમાં છે. અને બીજા ભાઇ ધનપાલમાં અરદીબેહસ્ત મહીનાંનો બોયનો હક છે. જ્યારે ત્રીજા ભાઇ કાંમમાં ખુરદાદ મહીનાંનો બોયનો હક છે. એ પ્રમાણે અનુક્રમે વડો વચલો નાંનો પહેલા ફરવરદીન માસથી અનુક્રમે એક એક માસ બોયનો હક ભોગવે છે કે પાછો તીર માસથી વડા બેટા સાહેરથી બોયનો હક ચાલે છે એ રીતે વડા નાનાં અનુક્રમે હરેક ભાઇનાં; એક વરસમાં બોયનાં ચાર ચાર મહીનાં નીચે મુજબ આવે છે.

પહેલા વડાભાઇ સાહેરનાં......ફરવરદીન........તીર............મહેર.......દેહ
બીજા વચલાભાઇ ધનપાલનાં...અરદી બહેસ્ત.....અમરદાદ........આવાં......બહમન
ત્રીજા છેલ્લા ભાઇ કાંમનાં......ખુરદાદ...............સહેરેવર.......આદર.....સ્પંદાર્દ

ઉપલી વહેંચણી પ્રમાણે હરેક બેટાને વર્ષમાં ચાર ચાર માસ બોયનાં હક ભોગવવાનાં મળતા હતા. પણ પાછળથી એ હરેક બેટામાંથી ત્રણ ત્રણ કુટુંબ થઇ નવ કુટુંબ થયાં છે. જેથી હવે એકએક કુટુંબનો નવનવ માસે એકેકોજ વારો આવે છે પણ હરેક મૂળ બેટાનાં ત્રણ ત્રણ કુટુંબને ઉપર મુજબ મહીનાનોજ બોયનો હક મળે છે. જેમકે સાહેર હોરમજદીયારથી અંધ્યારૂજીના, ઉનવાલા અને ભાધા એ ત્રણ કુટુંબો ઉતરે છે. એ ત્રણે કુટુંબનાં બોય દેવાનાં મહીના ઉપર મુજબ ફરવદીન તીર, મહેર અને દેહ એ પ્રમાણેજ નવ નવ માસે આવે છે. એ રીતે એ નવે કુટુંબોનાં મહીનાઓની વહેંચણી નીચે મુજબ આવે છે.

## નવે કુટુંબનાં મહીનાંઓની વહેંચણી.

| કુટુંબો | પહેલો વારો | બીજો વારો | ત્રીજો વારો | ચોથો વારો |
|---|---|---|---|---|
| ૧—લું અંધ્યારૂજીનાં | ફરવરદીન | દેહ | મહેર | તીર |
| ૨—જું ઉનવાલા | તીર | ફરવરદીન | દેહ | મહેર |
| ૩—જું ભાધા | મહેર | તીર | ફરવરદીન | દેહ |
| ૪—થું કટીલા | અરદી બહેસ્ત | બહમન | આવાં | અમરદાદ |
| ૫—મું દસ્તુરનાં | અમરદાદ | અરદી બહેસ્ત | બહમન | આવાં |
| ૬—ઠું ભાઇજીનાં | આવાં | અમરદાદ | અરદીબહેસ્ત | બહમન |

૭-મું પટેલ.........ખુરદાદ..........સપંદારમદ..........આદર..........સહેરેવર
૮-મું મીરજાં..........સહેરેવર..........ખુરદાદ..........સપંદારમદ..........આદર
૯-મું સીધવા..........આદર..........સહેરેવર..........ખુરદાદ..........સપંદારમદ

ઉપલાં નવે કુટુંબો ઉપલા મહીનાઓ પ્રમાણેજ વારાફરતી અસલથી આજ દીન સુધી વંશપરંપરા "ઇરાનશાહ" આતશબહેરામની બોય દેવાનો હક ભોગવતાં આવ્યાં છે. અને એજ રીતે અસલ ફેહેરીસ્ત પરથી ઉપલા કોઠા પ્રમાણે ગોઠવી આ "ફેહેરીસ્ત" નીચે મુજબ લખી શરૂ કીધી છે.

પણ એ નવે કુટુંબો માહેલા કેટલાક કુટુંબીઓ અસલથી ચોકશ કબુલાતો સાથે પંથકપણું ચલાવવા માટે બહાર ગામ જઇ વસી છુટા થએલા છે, કે જેઓ સંજાણા ટોળામાંહેલાઓ ટોળાથી છુટા થઈ બહારના પંથકોમાં જઇ વસી પંથકપણાની આવક ખાએ! તેઓનો ઇરાનશાહની બોયનો હક પુગે નહિ, અને સંજાણા તાબેનાં પંથકોમાં તેઓથી યોજદાથ્રેગરીનું કાંમ થાય નહિ; એવો ચાલતો આવેલો રીવાજ આજેબી ઉદવાડાનાં હરેક પંથકો, જેવાં કે નારગોળ, શરોંડા; તારાપુર, દવીએર, વીગેરે ઠેકાંણે જાયજ છે. અને એ હરેક ઠેકાંણે સંજાણા ટોળા માહેલા કુટુંબીઓ વસે છે, અને તેઓ ખુદ ત્યાંનાં વતનીઓ છે, છતાં ઉપલા રીવાજની રૂએ બહેદીનોને ત્યાંનું તેમજ ખુદ પોતાને ત્યાંનું બાજ, આફ્રેગાન, સિવાએ યોજદાથ્રગરીનું કામ કરી શકતા નથી. અને ત્યાંની દરમેહેરોમાં યોજદાથ્રેગરીનું કામ કરવા ઉદવાડા અનજુમન તરફથી મોબેદો જાય છે. તેમજ બહારનાં પંથકોમાં વસ્તા કુટુંબીઓને ઇરાનશાહ આતશ બહેરામની બોય દેવાનો હક બીલકુલ પુગતો નથી. માટે તેવા કુટુંબીઓને આ ફેહેરીસ્તમાં આગળ ચલાવામાં આવ્યા નથી તેઓને જુની ફેહેરીસ્ત સુધી ચલાવી બંધ પાડયા છે.

ઉપલાં મુખ્ય નવ કુટુબોમાંથી કેટલાંક કુટુંબોમાં બીજાં કુટુંબોનાં પાળક થઇ આવી બીજાં પેટા કુટુંબો થયાં છે. જે એ નવે કુટુંબની નીચલી વંશાવળીમાં આગળ ચાલતાં જણાશે.



# નવે કુટુંબના મુળ પુરૂષો.

## પહેલા ચાઈઆં સહીયારથી

૧–એ૦ નાગોજ એ૦ ચાઇઆં=પહેલાં અધ્યારૂજીનાં કુટુંબનાં
૨–એ૦ સાહેર એ૦ ચાઇઆં=બીજાં ઉનવાલા કુટુંબનાં
૩–એ૦ હોરમજદીયાર એ૦ ચાઇઆં=ત્રીજાં ભાધા કુટુંબનાં

## બીજા ખુરશેદ કામદીનથી.

૪–એ૦ જેશંગ એ૦ ખુરશેદ=ચોથાં કટીલા કુટુંબનાં
૫–એ૦ આસ્તીન એ૦ ખુરશેદ=પાંચમાં દસ્તુર કુટુંબનાં
૬–એ૦ ચાંદા એ૦ ખુરશેદ=છઠ્ઠા ભાઇજીનાં કુટુંબનાં

## ત્રીજા નાગણ રાંમથી.

૭–એ૦ આશા એ૦ નાગણ=સાતમાં પટેલ કુટુંબનાં
૮–એ૦ નરશંગ એ૦ નાગણ=આઠમાં મીરજાં કુટુંબનાં
૯–એ૦ વાછા એ૦ નાગણ=નવમાં સીધવા કુટુંબના

જુઓ પાસેનું પાનું.



એ૦ ખુજસ્તા એ૦ ખુશમસ્તાથી નવ કુટુંબના મૂળ પુરૂષો નીચલી પહેડીએ ઉતરે છે.



# વંશાવળી સરૂ

## એરવદ ખુજસ્તા એરવદ ખુસમસ્તાથી

એ૦ ખુજસ્તા એ૦ ખુસમસ્તાને બેટો

* ૧–એ૦ બહમનીયાર એ૦ ખુજસ્તા

એ૦ બહમનીયાર એ૦ ખુજસ્તાને બેટા ૨

૧–એ૦ હોરમજદીયાર એ૦ બહમનીયાર (ઈ૦ સ૦ ૧૩૬૦માં થઈ ગયા)

એ૦ હોમ એ૦ બહમનીયાર ( નવસારી ગયા )

૧–એ૦ હોરમજદીયાર એ૦ બહમનીયારને બેટા ૩

\+ ૧–એ૦ સાહેર એ૦ હોરમજદીયાર

૨–એ૦ ધનપાલ એ૦ હોરમજદીયાર

૨–એ૦ રામ એ૦ હોરમજદીયાર

એ૦ સાહેર એ૦ હોરમજદીયારથી એ૦ ચાઈઆ એ૦ સહીયારનું પહેલું ફરવ-ચીન માહીયારનું એ૦ આઝાદનાં કુટુંબ સરૂં.

---

* એરવદ ફરામજી જામાસ્પજી દસ્તુર મહેરજીરાણાની "બગર સાથ વંશાવળી" ના દીબાચા પરથી એમ જણાય છે કે મજકુર બહમનીયાર એ૦ ખુજસ્તા પછી એ૦ ખુરશેદ આવે છે અને ખુરશેદ પછી બહમનીયાર આવે છે તે બહમનીયાર એ૦ ખુરશેદ ને મજકુર હોરમજદયાર ને હોમ બેટા હતા એટલે બહમનીયાર એ૦ ખુજસ્તાની ચોથી પહેડીએ હોરમજદીયાર ને હોમ ગણવા જોઇએ! એ હોમ પોતાનાં બેટા ફેદુન સાથે સવંત. ૧૪૩૦માં સંજાણાઓથી છુટા થઈ નવસારી ગયા ત્યાં ફેદુનનાં બેટા ત્રણ પહેલા આસા–બીજા માહીયાર–અને ત્રીજા ચાંદા એ ત્રણેનાં નામો પરથી નીચલી પોલ ઓળખાય છે અને તેનાં વંશજો નવસારીમાં લાગ ખાય છે.

૧. આસા ફેદુનની પોલ.
૨ માહીયાર ફેદુનની પોલ.
૩. ચાંદા ફેદુનની પોલ.

\+ માણેકજી શેઠની અગીઆરીનાં પંથકી એરવદ માહીયાર નવરોજી કુટાર (ફારસી શાહનામાંનાં તરજુમાંના કર્તા) એ આખા અથોરનાન-ટોળાની વંશાવળી ફેલાવતો અને બીજી અસલ નોંધો પરથી પોતે હાથે લખી છે. તેમાં એમણે સંજાણા ટોળાનાં મજકુર મૂળ પુરૂષ "સાહેર હોરમજદીયાર" ને હોરમજદીયાર બહમનીઆરની ચોથી પહેડીએ જણાવેલા છે. જેમકે હોરમજદયાર બહમનીયારનાં બેટા ત્રણને બદલે ધનપાલ ને હોમ બેજ જણાવેલા છે અને હોમને ત્યાં હોરમજદયાર નામનો બેટો છે. અને તે હોરમજદીયારને ઘેર રામ ને સાહેર બે બેટા થાય છે તે સાહેર હોરમજદીયારથી સીલસીલો આગળ ચાલેલો જણાવે છે. એમ જો આપણી ફહેરીસ્તમાં ગણવામાં આવે તો મુદ્દામતી ચાલતા ઓયવનાં [illegible] સીલસીલામાં ઓછો ફેર પડી જાય.



# અંધ્યારૂજીનાં કુટુંબ પહેલું

એરવદ હોરમજદીયાર એરવદ બહમનીયારનાં પહેલા બેટા એ૦ સાહેર એ૦ હોરમજદીયાર થી ચાંદઆ સહેરીયારનું પહેલું અંધ્યારૂજીનાં કુટુંબ જુઓ આ ફેહેરસ્ત પાંને પહેલીથી.

એ૦ સાહેર એ૦ હોરમજદીયાર પહેલા બેટા
( જુઓ અસલ ફેહેરીસ્ત ટટમ ત્રીજાનું બેલુ પહેલું પાંતી ૮ મી. )

એ૦ સાહેર એ૦ હોરમજદીયારને બેટો ૧
૧—એ૦ કામ એ૦ સાહેર
એ૦ કામ એ૦ સાહેર ને બેટો ૧
૧—એ૦ સહેરીયાર એ૦ કામ
એ૦ સહેરીયાર એ૦ કામને બેટો ૧
૧-એ૦ ચાંઇઆં એ૦ સહેરીઆર
એ૦ ચાઇઆં એ૦ સહેરીયારને બેટા ૩

A. ૧-એ૦ નાગોજ એ૦ ચાઇઆંથી અંધ્યારૂજીના કુંટુબ ચાલુ
B. ૨-એ૦ સાહેર એ૦ ચાઈઆંથી ઉનવાલા કુટુંબ ચાલે છે.
C. ૩-એ૦ હોરમજદીયાર એ૦ ચાઇઆંથી ભાધા કુટુંબ ચાલે છે

A. ૧-એ૦ નાગોજ એ૦ ચાઇઆં ને બેટો ૧
૧—એ૦ ખુરશેદ એ૦ નાગોજ
એ૦ ખુરશેદ એ૦ નાગોજ ને બેટા ૨
ક—એ૦ બહેરાંમ એ૦ ખુરશેદ
* ખ—એ૦ સાહેર એ૦ ખુરશેદ

ક. એ૦ બહેરાંમ એ૦ ખુરશેદનું કુટુંબ

એ૦ બહેરાંમ એ૦ ખુરશેદને બેટા ૩.
1—એ૦ કામ એ૦ બહેરાંમ ખાલી૦
2—એ૦ લીબા એ૦ બહેરાંમ
3—એ૦ ચાંદા એ૦ બહેરાંમ

2—એ૦ લીબા એ૦ બહેરાંમને બેટો ૧
૧—એ૦ જેશંગ એ૦ લીબા ખાલી૦

---

૩-એ૦ ચાંદાં એ૦ બહેરાંમને બેટો ૧

---

* રોજ આવાં મહા બહમન સંવત ૧૫૯૦ ના સાલમાં પાણી જવા બદલનાં એક ટંટામાં એ૦ સાહેર એ૦ ખુરશેદ સંજાણાએ આગેવાની લઇ બીજાઓ સાથે મળી નીકાલ કરાવ્યો હતો (જુઓ ઇરાન્યન એશોસેરીયનનું જનરલ એપ્રેલ ૧ થી ૧૬ ને પાને ૧૩ મેં આવેલો દસ્તાવેજ લેખક પ્રો. સા૦ હોડીવાલા

૧–એ૦ શાપુર એ૦ચાંદા

એ૦ શાપુર એ૦ ચાંદા ને બેટો ૧

૧–એ૦ રાણા એ૦ શાપુર ખાલી૦

એ૦ રાણા એ૦ શાપુરથી એ૦ ખુરશેદ એ૦ નાગોજ વડા ભાઇનું કુટુંબ ખલાસ થઇ ગયું જેથી નાનાં ભાઇ સાહેરને આખો ભાગ મલ્યો સાહેર એ૦ ખુરશેદનું કુટુંબ નીચેથી શરૂ.

## એ૦ સાહેર એ૦ ખુરશેદનું કુટુંબ સને ૧૨૯૦ સુધી.

૧ એ૦ સાહેર એ૦ ખુરશેદને બેટો ૧

૧ એ૦ નરંશગ એ૦ સાહેર

એ૦ નરશંગ એ૦ સાહેરને બેટા ૨

I. એ૦ કેકોબાદ એ૦ નરશંગ પાંતી=૧૮

2. એ૦ હોશંગ એ૦ નરશંગ પાંતી=૧૮

## પાંતી ૧૮

### I. એ૦ કેકોબાદ એ૦ નરશંગનું કુટુંબ

એ૦ કેકોબાદ એ૦ નરશંગને બેટો ૧

૧ એ૦ ખુરશેદ એ૦ કેકોબાદ

એ૦ ખુરશેદ એ કેકોબાદને બેટો ૧

૧ એ૦ નેરીયોશંગ એ૦ ખુરશેદ

એ૦ નેરીયોશંગ એ૦ ખુરશેદને પાલક પીત્राઈ કાકો આદર

એ૦ આદર એ૦ નેરીયોશંગ

એ૦ આદર એ૦ નેરીયોશંગ ને બેટો ૧

૧ એ૦ જામાસ એ૦ આદર

એ૦ જામાસ એ૦ આદરને બેટો ૧

૧ એ૦ સોરાબ એ૦ જામાસ

એ૦ સોરાબ એ૦ જામાસને પાલક બે એક કટમીયાનો છોકરો કેરસાસ, ત્થા બીજો દીકરીનો દીકરો ગોંદા શહેરીયારનો નવરોજ નાંમનો.

૧ એ૦ કેરસાસ એ૦ સોરાબ } બેઉ પાલક
૨ એ૦ નવરોજ એ૦ સોરાબ }

---

એ૦ કેરસાસ એ૦ સોરાબને બેટા ૪

૧ એ૦ દારાબ એ૦ કેરસાસ તે પાલક દાદા કેરસાસનો.

૨ એ૦ પાલણ એ૦ કેરસાસ

૩ એ૦ ફરાંમ એ૦ કેરસાસ ખાલી૦ વરસ ૧૧ નો

૪ એ૦ ફરેદુન એ૦ કેરસાસ તે પાલક દોરાબ દાદાનો

---

૨ એ૦ પાલણ એ૦ કેરસાસને બેટો ૧

૧ એ૦ શાપુર એ૦ પાલણ

એ૦ શાપુર એ૦ પાલણને પાલક પીત્राઈ કાકાનો છોકરો હોરમજ મીનોચેર

૧ એ૦ હોરમજ એ૦ શાહપુર

એ૦ હોરમજ એ૦ શાપુર ને બેટો ૧

૧ એ૦ જમશેદ એ૦ હોરમજ

એ૦ જમશેદ એ૦ હોરમજને બેટા ૪

ક. એ૦ હોરમજ એ૦ જમશેદ

ખ. એ૦ જાંગીર એ૦ જમશેદ

ગ. એ૦ બહેરાંમ એ૦ જમશેદ

ઘ. એ૦ ભીખા એ૦ જમશેદ તે પાલક પીત્राઈ કાકાના છોકરા ભીખા મીનોચેરનો

---

ક. એ૦ હોરમજ એ૦ જમશેદને બેટો ૧

૧ એ૦ ફ્રરાંમ એ૦ હોરમજ

એ૦ ફ્રરાંમ એ૦ હોરમજને બેટો ૧

૧ ખુ૦ જમશેદ એ૦ ફ્રરાંમ

---

ખ એ૦ જાંગીર એ૦ જમશેદને બેટા ૨

૧ એ૦ જમશેદ એ૦ જાંગીર

૨ એ૦ દીનશાહ એ૦ જાંગીર

---

ગ એ૦ બહેરામ એ૦ જમશેદને બેટા ૨

૧ એ૦ અરદીશર એ૦ બહેરામ

૨ એ૦ પીરોજ એ૦ બહેરામ

---

૨ એ૦ નવરોજ એ૦ સોરાબ તે સોરાબ એ૦ જામાસ્પની દીકરીનો દીકરો મમાવાનો બીજો પાલક

એ૦ નવરોજ એ૦ સોરાબ

એ૦ નવરોજ એ૦ સોરાબને બેટા ૨

૧ એ૦ સોરાબ એ૦ નવરોજ

૨ એ૦ ફ્રરાંમ એ૦ નવરોજ તે પાલક ભાઇ સોરાબનો

એ૦ ફ્રરાંમ એ૦ સોરાબ

∴ [ આ ફ્રરાંમ એ૦ સોરાબનું કુટુંબ નારગોળમાં વસે છે. માટે અસલ ફેહેરીસ્તથી આગળ ચલાવ્યું નથી.]

## પાંતી ૧૮ જુઓ પાનું ૨૨ મું.

## * એ૦ હોશંગ એ૦ નરશંગનું કુટુંબ

એ૦ હોશંગ એ૦ નરશંગને બેટા ૩

૧ એ૦ દારાબ એ૦ હોશંગ=પાંતી ૩૬

૨ એ૦ આદર એ૦ હોશંગ તે પાલક તેરીયોશંગ ખુરશેદનો

૩ એ૦ ફ્રરેદુન એ૦ હોશંગ=પાંતી ૩૬

### પાંતી ૩૬

૧ એ૦ દારાબ એ૦ હોશંગને બેટા ૨

a. એ૦ કેરસાસ એ૦ દારાબ=પાંતી ૭૨

b. એ૦ માણેક એ૦ દારાબ=પાંતી ૭૨

### પાંતી ૭૨

a. એ૦ કેરસાસ એ૦ દારાબને બેટા ૩

૧ એ૦ નોશેરવાંન એ૦ કેરસાસ=પાંતી ૧૪૪

૨ એ૦ શહેરીયાર એ૦ કેરસાસ તે પાલકભાઇ નોશેરવાંનનો

૩ એ૦ દાદા એ૦ કેરસાસ=પાંતી ૧૪૪

### પાંતી ૧૪૪

૧ એ૦ નોશેરવાંન એ૦ કેરસાસને પાલકભાઇ શહેરીયાર

૨ એ૦ શહેરીયાર એ૦ નોશેરવાંન

એ૦ શહેરીયાર એ૦ નોશેરવાંનને બેટો ૧

૧ એ૦ જમશેદ એ૦ શહેરીયાર

એ૦ જમશેદ એ૦ શહેરીયારને પાલક ભીખા મીનોચેરનો બેટો મીનોચેર

૧ એ૦ મીનોચેર એ૦ જમશેદ

× એ૦ મીનોચેર એ૦ જમશેદને બેટા ૨

૧ એ૦ માણેક એ૦ મીનોચેર તે પાલક કાકા રૂસ્તમનો

૨ એ૦ હોરમજ એ૦ મીનોચેર તે પાલક શાપુરનો.

---

એ૦ મીનોચેર એ૦ જમશેદને પાલક દીકરીનો દીકરો નવરોજ માણેક.

૧ એ૦ નવરોજ એ૦ મીનોચેર

એ૦ નવરોજ એ૦ મીનોચેર ને પાલક ભાઇજી કુટુંબમાંથી પેશુતન ઇજદીયાર

૧ એ૦ પેશુતન એ૦ નવરોજ

એ૦ પેશુતન એ૦ નવરોજ ને બેટા ૨

૧ એ૦ નવરોજ એ૦ પેશુતન

૨ એ૦ હોરમજ એ૦ પેશુતન

---

* આ એ૦ હોશંગ નરશંગનું મરણ રોજ ૯-૧૧-સને ૧૦૩૮ ય૦ જ૦

× એ૦ મીનોચેર એ૦ જમશેદનાં બંને બેટાઓ પાલક થઈ જવાથી દીકરીના દીકરાને પાલક લીધો છે.

## પાંતી ૧૪૪

૩. એ૦ દાદા એ૦ કેરસાસને પાલક દારાબ કેરસાસ

૧ એ૦ દારાબ એ૦ દાદા

એ૦ દારાબ એ૦ દાદા ને પાલક ભાઇ ફરેદુન

૧ એ૦ ફરેદુન એ૦ દારાબ.

એ૦ ફરેદુન એ૦ દારાબને પાલક પીત્રાઇ ભાઇ માણેક ભીખા

૧ એ૦ માણેક એ૦ ફરેદુન

એ૦ માણેક એ૦ ફરેદુનને બેટો ૧

૧ એ૦ ઇજહીયાર એ૦ માણેક

એ૦ ઇજીહીયાર એ૦ માણેકને બેટો ૧

૧ એ૦ માણેક એ૦ ઇજહીયાર

એ૦ માણેક એ૦ ઈજહીયાર ને બેટા ૨

૧ એ૦ ઇજહીયાર એ૦ માણેક

૨ એ૦ દારાબ એ૦ માણેક ખાલી૦

૩ એ૦ બહેરાંમ એ૦ માણેક

---

૧ એ૦ ઇજહીયાર એ૦ માણેકને બેટો ૧

૧ એ૦ જાંગીર એ૦ ઇજહીયાર

એ૦ જાંગીર એ૦ ઇજહીયારને પાલક સાવકો ભાઇ સુરત્યો રૂસ્તમ અસપંદીયાર

* એ૦ રૂસ્તમ એ૦ જાંગીર

---

એ૦ બહેરામ એ૦ માણેકને બેટા ૩

૧ એ૦ એરચ એ૦ બહેરાંમ

૨ એ૦ અરદીશર એ૦ બહેરાંમ ને પાલક ભાઇ મીનોચેર

૩ એ૦ મીનોચેર એ૦ બહેરાંમ તે પાલક ભાઇ અરદીશરનો

* આ રૂસ્તમ એ૦ જાંગીર સુરતમાં રહી ચોનજઅંગ્રેજી કરવાથી તેનો અહીંથી સીલસીલો બંધ થયો છે.

## પાંતી ૭૨

b. એ૦ માણેક એ૦ દારાબને બેટા ૨

૧ એ૦ મીનોચેર એ૦ માણેક તે પાલક ભાઇ રૂસ્તમનો

૨ એ૦ રૂસ્તમ એ૦ માણેક ને પાલક ભાઇ મીનોચેર

૧ એ૦ મીનોચેર એ૦ રૂસ્તમ

એ૦ મીનોચેર એ૦ રૂસ્તમને બેટા ૩

1. એ૦ કેરસાસ એ૦ માનોચેર તે પાલક સોરાબ જામાસનો.

2. એ૦ ભીખા એ૦ મીનોચેર

3. એ૦ ટેમુલ એ૦ મીનોચેર

---

૨ એ૦ ભીખા એ૦ મીનોચેરને બેટા ૩

૧ એ૦ માણેક એ૦ ભીખા તે પાલક પીત્રાઇ ભાઈ ફ્રેદુન દારાબનો.

૨ એ૦ મીનોચેર એ૦ ભીખા તે પાલક જમશેદ શહેરીયારનો

૩ એ૦ રૂસ્તમ એ૦ ભીખા

---

૩ એ૦ રૂસ્તમ એ૦ ભીખાને પાલક ભત્રીજો માણેક મીનોચેર

૧ એ૦ માણેક એ૦ રૂસ્તમ

એ૦ માણેક એ૦ રૂસ્તમને બેટા ૨

૧ એ૦ નવરોજ એ૦ માણેક તે પાલક બપાવા મીનોચેર જમશેદનો

૨ એ૦ મીનોચેર એ૦ માણેક

---

એ૦ મીનોચેર એ૦ માણેકને બેટો ૧

૧ એ૦ ભીખા એ૦ મીનોચેર

એ૦ ભીખા એ મીનોચેરને પાલક ભાઇ ત્થા પીત્રાઇ કાકાનો છોકરો ભીખા જમશેદ.

૧ એ૦ ભીખા એ૦ ભીખા

એ૦ ભીખા એ૦ ભીખાને બેટા ૭

૧ એ૦ રૂસ્તમ એ૦ ભીખા

૨ એ૦ જમશેદ એ૦ બીખા
૩ એ૦ મીનોચેર એ૦ બીખા
૪ એ૦ હોરમજ એ૦ બીખા
૫ ખુ૦ જાંગીર એ૦ બીખા
૬ ખુ૦ બહેરાંમ એ૦ બીખા
૭ ખુ૦ નાદર એ૦ બીખા

---

૩ એ૦ ટેમુલ એ૦ મીનોચેર રૂસ્તમ.
એ૦ ટેમુલ એ૦ મીનોચેરને બેટા ૨
૧ એ૦ બહેરાંમ એ૦ ટેમુલ ખાલી૦
૨ એ૦ કાઉશ એ૦ ટેમુલ ખાલી૦

---

પાંતી ૩૬

એ૦ ફરેદુન એ૦ હોશંગનું કુટુંબ
એ૦ ફરેદુન એ૦ હોશંગને બેટા ૨
૧ એ૦ ફરાંમ એ૦ ફરેદુન
૨ એ૦ સહેરીયાર એ૦ ફરેદુન તે પાલક ભાઇ ફરાંમનો
૧ એ૦ ફરાંમ એ૦ ફરેદુન
એ૦ ફરાંમ એ૦ ફરેદુનને પાલક ભાઇ શહેરીયાર
૧ એ૦ શહેરીયાર એ૦ ફરાંમ
એ૦ શહેરીયાર એ૦ ફરાંમને બેટો ૧
* ૧ એ૦ શાપુર એ૦ શહેરીયાર
એ૦ શાપુર એ૦ શહેરીયારને બેટો ૧
૧ એ૦ ફરાંમ એ૦ શાપુર
એ૦ ફરાંમ એ૦ શાપુરને બેટો ૧
૧ એ૦ એદલ એ૦ ફરાંમ
એ૦ એદલ એ૦ ફરાંમને પાલક ઉન-વાળા કુટુંબમાંથી હોરમજ ઉનવાળાનો બેટો કાઉશ
૧ એ૦ કાઉશ એ૦ એદલ
એ૦ કાઉશ એ૦ એદલને પાલકભાઇ નવરોજનો બેટો ફરાંમ
૧ એ૦ ફરાંમ એ૦ કાઉશ
એ૦ ફરાંમ એ૦ કાઉશને બેટો ૧
૧ એ૦ નોશેરવાંન એ૦ ફરાંમ
એ૦ નોશેરવાંન એ૦ ફરાંમને પાલક બહેરાંમ ભાઠેલાનો છોકરો યજદીયાર
૧ એ૦ યજદીયાર એ૦ નોશેરવાંન

---

* જુઓ આ શાપુર એ૦ શહેરીયારનું વૃતાંત આ અંધ્યારૂજીનાં કુટુંબને છેડે

# એરવદ શાપુર એ૦ શહેરીયાર ફરાંમ (સામરો)

ઈરાનશાહ આતશ બહેરાંમને વાંસદેથી નવસારી લાવનાર ત્રણ આગેવાનોમાં પહેલા વડા ચાઈઆં સહીયારથી અધ્યારૂજીનાં કુટુંબમાં ૧૦ મી પેઢીએ ઉતરી આવેલા મચકુર શાપુર સહેરીયાર, એ કુટુંબના વડા કહેવાતા હતા એટલુ સંજાણા ટોળામાં શાપુર સામરાને નામે ઓળખાતા હતા.

એક બાજુથી રાજ્યોની પડતી અને રાજ્યો પર ચડાઈ, બીજી બાજુથી ધર્મ વટલાવવાની યુક્તિઓ, ત્રીજી બાજુથી ભગર ટોળા સામની ખટપટ, અને જ્યાં જોઈએ ત્યાં અનેક મારામારીઓ, અને હાડમારીઓ વચ્ચે સંજાણા ટોળાને ઈરાનશાહ આતશ બહેરામને લઈને દેશોદેશ અને જંગલે જંગલ રખડવું પડતું હતું, તેમાં છેહાં નવસારીમાં આ સંજાણા ટોળાનો મચકુર શાપુર સામરો સંજાણા ટોળાનાં હરીફો સાથ હમશરીક થઈ સંજાણા ટોળાની અનેક આફતો અને મુસીબતોમાં વધારો કરી આપતો હતો. અને નવશારીનાં ખુરશેદજી દેશાઈની કુમક પર સંજાણા ટોળાને હેરાન કરતો હતો. જેથી કંટાળી જઈ સંજાણા અંનજુમને ઈ૦ સ૦ ૧૭૪૨ માં એક ઠેરાવ કરી એને સંજાણા ટોળામાંથી બરતરફ કર્યો હતો અને એ બદલ ભવિષ્યની ઓલાદની જાણ માટે એક લાંબાણ લેખ કર્યો હતો જે લેખનો દસ્તાવેજ સંજાણા અંનજુમન તરફથી "ખેરઆંમ" કેશમાં રજુ કરવામાં આવ્યો હતો. શાપુર શામરાને લગતો ખુલાશો પારસી પ્રકાસમાંથી બી નીચે મુજબ મળે છે.

આ ચાઈઆં સહીયારના વંશમાં એરવદ શાપુર શહેરીયાર સામરો વડો ઉતરેલો હતો, તેને ઈ૦ સ૦ ૧૭૩૨ માં નવશારી મધે પોતઃના આતશ બહેરામને લગતા ભાગ્યાઓ સાથે ભાગ લાગનો કાંઇ વાંધો પડવાથી એ વાંધાએ સંજાણા મોબેદોમાં મોટા કજ્યાનું રૂપ પકડયું હતું. તથા તે બાબે સંવત ૧૮૦૮ નાં રોજ ૯ મહા ૧૦ (તા. ૨૫ મી જુલાઈ ૧૭૫૨) ને દીને સંજાણા મોબેદોએ ઉદવાડામાં બેસીને પોતા ઉપર ઈ૦ સ૦ ૧૭૩૨ નાં વર્ષ પછી એ શાપુર સહેરીયાર તરફથી જે જુલમાતો ગુજર્યા હતા તેનો એક લંબાણ હેવાલ સર્વેની સહી સાથે લખી આવતી ઓલાદને માટે સાચવી રાખ્યો હતો, અને તા. ૨૬ મી ડીસેમ્બર ૧૭૫૨ માં પેશવા સરકાર બાલાજી બાજીરાવ પંડીત પ્રધાને જે સંજાણા મોબેદ દસ્તુર સાંખાજી રૂસ્તમજી તથા દસ્તુર રૂસ્તમજી શહેરીયારજીને એક સનદ કરી તેમનાં પુરાતન આતશ બહેરાંમને ઉદવાડા અથવા વલસાડ જ્યાં ખુશી પડે ત્યાં બિફીકર રાખવાનો પરવાનો આપ્યો હતો અને તેમાં વધુ એમ જણાવ્યું હતું કે તમારે તથા તમારા ભાયા શાપુર શહે-

રીયાર આપસનો કજીઓ ધ્યાંન પર લઇ વાજબી નીવેડો લાવવા વલસાડનાં કુમાવીશદાર સર્વોત્તમ શંકરને હોકમ કરવામાં આવ્યો છે.

સંવત ૧૮૦૯ ના રોજ ૧૫ મહા ૭ મો તા. ૨ જી મે ૧૭૪૩ ને દીને ફેસલો કરી એક સનદ આપી કે સંજાણા મોબેદોનું પંથક જેની હદ " કાવેરી દક્ષિણ તીર તે હદ નદી વૈતરણી કીનારા મોજે દાંતી વેરે પ્રગણે માહીમ પ્રાંત વસાઇ દીઆના તથા કાવેરી તીર પ્રાંત સુરત ત્યાંના પારસી લોકોનું અધ્યારૂપણું પુરાતન તમારૂં ચાલતું આવ્યું છે. " અને જે મધ્યે એકંદર ત્રણ ભાગ મળી નવ ભાગમાંના પહેલામાં દસ્તુર રૂસ્તમજી શહેરીયારજી, મનચેર ચાંદજી, તથા દાદાહોમજી, બીજામાં દસ્તુર ભીખાજી રૂસ્તમજી, બરજોરજી ભાઇજી, અને કાવસજી અસપંદીયારજી, અને ત્રીજામાં મીનોચેર માણેક, તથા શાપુર શામરા મળી એક તથા જમશેદ બરજોર અને મીનોચેર જીવણ હતા તેઓને જેમ તેમનું ઉપલી હદનું પંથક શુદામતથી ચાલતું આવેલું તે પ્રમાણે સરખે હીસ્સે વહેંચી લેવા અને એક દેવલ ( અગીઆરી ) રાખીનેજ તેમાં સર્વે પુજા કરવાનો હોકમ કીધો હતો. આ રીતે શાપુર શહેરીયાર શામરાનો હક પાછો કાયમ કરી આપ્યો હતો પણ ઉપલી સનદ મલ્યા પછી પણ વારંવાર ઈ૦ સ૦ ૧૭૭૦ સુધી એ શાપુર શહેરીયાર શામરાને પોતાના ભઆઓ સાથે અદકાંત ચાલ્યા કીધી હતી. તે પછી તે તા. ૨૨ મીએ ૧૭૭૬ ને દીને મરણ પામ્યા હતા.

(પા. પ્ર. દ. ૧ લું)



# "ઉનવાલા" કુટુંબ બીજું

(આ ઉનવાલા કુટુંબમાં ગોંદા કુટુંબ સમાય છે)

એ૦ સાહેર એ૦ હોરમજદીયારથી ચાંઇઆં સહીયારનું બીજું "ઉનવાલા" કુટુંબ સરૂ જુઓ આ ફેહેરીસ્તનું "અંબારૂજીનાં" કુટુંબનું પાનું-૨૧-મું.

B. ૨ એ૦ સાહેર એ૦ ચાંઇઆંથી ઉનવાલા કુટુંબ શરૂ એ૦ ચાંઇઆં એ૦ સહેરીયાર એ૦ કામ સાહેરનાં બીજા બેટા

(જુઓ અસલ "ફેહેરીસ્ત" કટમ ત્રીજાનું બેહુ બીજું પાંતી ૫ મી)

ક. એ૦ સાહેર એ૦ ચાંઇઆંને બેટા ૨

ક. ૧. એ૦ શંમ એ૦ સાહેર=પહેલા બેટા ઉનવાલા=પાંતી ૧૮

ખ. ૨. એ૦ સહીઆર એ૦ સાહેર=બીજા બેટા ગોંદા=પાંતી ૧૮

## પાંતી ૧૮

ઉનવાલા કુટુંબ પહેલા ૧૫ ફિરકા

* ક. ૧. એ૦ શંમ એ૦ સાહેરનું કુટુંબ સને ૧૨૯૦ સુધી

એ૦ શંમ એ૦ સાહેરને બેટો ૧

૧. એ૦ હોરમજદીયાર એ૦ શંમ

+ ૧. હોરમજદીયાર એ૦ શંમને બેટા ૨

1. એ૦ ધનપાલ એ૦ હોરમજદીયાર=વડાભાઇ એ સુરતનાં ઉનવાલા કહેવાય છે=પાંતી ૩૬

++ 2. એ૦ ખોરશેદ એ૦ હોરમજદીયાર=નાંનાં ભાઇ એ ઉદેપુરનાં ઉનવાલા પાંતી ૩૬

## પાંતી ૩૬

I એ૦ ધનપાલ એ૦ હોરમજદીયારનું કુટુંબ

એ૦ ધનપાલ એ૦ હોરમજદીયારને બેટો ૧

૧ એ૦ રૂસ્તમ એ૦ ધનપાલ

એ૦ રૂસ્તમ એ૦ ધનપાલને બેટો ૧

૧ એ૦ અસપંદીયાર એ૦ રૂસ્તમ

એ૦ અસપંદીયાર એ૦ રૂસ્તમને બેટો ૧

૧ એ૦ બરજોર એ૦ અસપંદીયાર

એ૦ બરજોર એ૦ અસપંદીયારને બેટો ૧

૧ એ૦ જમશેદ એ૦ બરજોર

---

* આ શંમ સાહેર ઈ૦ સ૦ ૧૫૧૨ માં થઈ ગયાં છે.

+ આ હોરમજદીયાર શંમ ઈ૦ સ૦ ૧૫૨૬માં થઈ ગયા છે.

++ આ ખોરશેદ એ૦ હોરમજદીયાર ઈ૦ સ૦ ૧૫૫૮માં થઈ ગયા છે.

* એ૦ જમશેદ એ૦ બરજોરજીને બેટા ૫

e. એ૦ ગુસ્તાસ્પ એ૦ જમશેદ તે પાલક એરવદ પેશોતનનો

ખ. એ૦ ફરાંમ એ૦ જમશેદને પાલક ભાઈ દારાબ=પાંતી ૭૨

ગ. એ૦ દારાબ એ૦ જમશેદ તે પાલક ભાઈ ફરાંમનો

ઘ. એ૦ એદલ એ૦ જમશેદને પાલક ભાઈ કાઉશ=પાંતી ૭૨

ચ. એ૦ કાઉશ એ૦ જમશેદ તે પાલક ભાઈ એદલનો

## પાંતી ૭૨

ખ. એ૦ ફરાંમ એ૦ જમશેદને પાલક ભાઈ દારાબ

૧. એ૦ દારાબ એ૦ ફરાંમ

+. એ૦ દારાબ એ૦ ફરાંમને બેટો ૧

૧. એ૦ માણેક એ૦ દારાબ

એ૦ માણેક એ૦ દારાબને બેટો ૧

એ૦ નવરોજ એ૦ માણેક

૧. એ૦ નવરોજ એ૦ માણેક ને પાલક સુહેરીયાર બહમન ઉનવાલાનો છોકરો હોરમજ

૧. એ૦ હોરમજ એ૦ નવરોજ (પતો નથી)

## પાંતી ૭૨

ઘ. એ૦ એદલ એ૦ જમશેદને પાલક ભાઈ કાઉશ

૧. એ૦ કાઉશ એ૦ એદલ

એ૦ કાઉશ એ૦ એદલને બેટા ૪

a. એ૦ બરજોર એ૦ કાઉશ ને પાલક ભાઈ માણેક=પાંતી ૨૧૬

b. એ૦ માણેક એ૦ કાઉશ તે પાલક ભાઈ બરજોરનો

c. એ૦ બહેરામ એ૦ કાઉશ=પાંતી ૨૧૬

d. એ૦ નવરોજ એ૦ કાઉશ=પાંતી ૨૧૬

## પાંતી ૨૧૬

a. એ૦ બરજોર એ૦ કાઉસને પાલક ભાઈ માણેક

૧ એ૦ માણેક એ૦ બરજોર

એ૦ માણેક એ૦ બરજોરને બેટા ૨

૧ એ૦ રૂસ્તમ એ૦ માણેક=પાંતી ૪૩૨

૨ એ૦ ફરાંમ એ૦ માણેક=પાંતી ૪૩૨

## પાંતી ૪૩૨

૧ એ૦ રૂસ્તમ એ૦ માણેકને બેટા ૨

૧ એ૦ હોરમજ એ૦ રૂસ્તમ=પાંતી ૮૬૪

૨ એ૦ કાઉશ એ૦ રૂસ્તમ=આ ગ્રહસ્થનાં કુટુંબીઓનો પતો નથી

## પાંતી ૮૬૪

૧ એ૦ હોરમજ એ૦ રૂસ્તમને બેટા ૩

૧ એ૦ નવરોજ એ૦ હોરમજ=પાંતી ૧૭૨૮

૨ એ૦ કાઉશ એ૦ હોરમજ તે પાલક એદલ ફરાંમ સાભરાનો અંધ્યારૂજીનાં કુટુંબમાં

૩ એ૦ દારાબ એ૦ હોરમજ=પાંતી ૧૭૨૮

## પાંતી ૧૭૨૮

૧ એ૦ નવરોજ એ૦ હોરમજને બેટા ૨

I. એ૦ પેશુતન એ૦ નવરોજ

2. એ૦ ફરાંમ એ૦ નવરોજ તે પાલક કાકા કાઉશનો અંધ્યારૂજીનાં કુટુંબમાં

3. એ૦ હોસંગ એ૦ નવરોજ તે પાલક સીધવા કુટુંબમાં શાપુર ફરાંમનો

1. એ૦ પેસતન એ૦ નવરોજને બેટા ૬

* આ એ૦ જમશેદ બરજોરનું મરણ રોજ ૧૨-૩ સને ૧૦૨૯ ય૦ જ૦

+ આ દારાબ એ૦ ફરાંમનું મરણ રોજ ૬-૧૧ સને ૧૦૫૬ ય૦ જ૦

૧. એ૦ ખોરશેદ એ૦ પેસ્તન ને પાલક
દીકરાનો દીકરો એ૦ ફ્રરાંમ
૨. એ૦ હોરમજ એ૦ પેસ્તન ને પાલક
ભાઈ ફ્રરાંમ
૩. એ૦ ફ્રરાંમ એ૦ પેસ્તન ને પાલક
ભાઈ હોરમજનો
૪. એ૦ દારાબ એ૦ પેસ્તન ને પાલક
ભાઈ નોશેરવાંન
૫. એ૦ રૂસ્તમ એ૦ પેસ્તન ને પાલક મીરજાં
કુટુંબમાંથી દસ્તુર પેશોતનનો દીકરો દારાબ
૬. એ૦ નોશેરવાંન એ૦ પેસ્તન તે
પાલક ભાઈ દારાબનો

---

૧. એ૦ ખોરશેદ એ૦ પેસ્તન ને પાલક
દીકરીનો દીકરો ફ્રરાંમ
૧ એ૦ ફ્રરાંમ એ૦ ખોરશેદ ખાલી૦

---

૨. એ૦ હોરમજ એ૦ પેસ્તન ને પાલક
ભાઈ ફ્રરાંમ
* ૧ એ૦ ફ્રરાંમ એ૦ હોરમજ
એ૦ ફ્રરાંમ એ૦ હોરમજને બેટા ૨
૧ એ૦ હોરમજ એ૦ ફ્રરાંમ
૨ એ૦ પેસ્તન એ૦ ફ્રરાંમ

---

× ૧ એ૦ હોરમજ એ૦ ફ્રરાંમને બેટા ૨
૧ એ૦ મીનોચેર એ૦ હોરમજ
૨ એ૦ રૂસ્તમ એ૦ હોરમજ

---

એ૦ મીનોચેર એ૦ હોરમજને બેટા ૨
૧ એ૦ માણેક એ૦ મીનોચેર
૨ ખુ૦ બરજોર એ૦ મીનોચેર

---

૨ એ૦ રૂસ્તમ એ૦ હોરમજને બેટા ૨
૧ ખુ૦ ફ્રરાંમ એ૦ રૂસ્તમ
૨ ખુ૦ હોરમજ એ૦ રૂસ્તમ

---

૪ એ૦ દારાબ એ૦ પેસ્તનને પાલક
ભાઈ નોશેરવાંન
૧ એ૦ નોશેરવાંન એ૦ દારાબ
∴ એ૦ નોશેરવાંન એ૦ દારાબને પાલક
ભત્રીજાનો દીકરો સાપુર બહેરાંમ ભાધા
૧ એ૦ શાપુર એ૦ નોશેરવાંન

---

‡‡ ૫. એ૦ રૂસ્તમ એ૦ પેસ્તનને પાલક
મીરજાં દસ્તુર પેશોતનનો બેટો દારાબ
૧ એ૦ દારાબ એ૦ રૂસ્તમ
એ૦ દારાબ એ૦ રૂસ્તમને બેટા ૨
૧ એ૦ જાંગીર એ૦ દારાબ
૨ એ૦ મીનોચેર એ૦ દારાબ

---

પાંતી ૧૭૨૮

૩ એ૦ દારાબ એ૦ હોરમજને બેટા ૩
૧ એ૦ ફ્રરાંમ એ૦ દારાબ ને પાલક
ભત્રીજો નોશેરવાંન
૨ એ૦ બહમન એ૦ દારાબ તે પાલક
ભાઈ માણેકજી
૩ એ૦ માણેક એ૦ દારાબને પાલક
ભાઈ બહમન
૧ એ૦ ફ્રરાંમ એ૦ દારાબ ને પાલક
ભત્રીજો નોશેરવાંન
૧ એ૦ નો[illegible] ફ્રરાંમ

---

૩ એ૦ માણેક એ૦ દારાબને પાલક
ભાઈ બહમન
૧ એ૦ બહમન એ૦ માણેક
એ૦ બહમન એ૦ માણેકને બેટા ૨
૧ એ૦ નોશેરવાંન એ૦ બહમન તે
પાલક કાકા ફ્રરાંમનો
૨ ખુ૦ હોરમજ એ૦ બહમન ખાલી૦

---

પાંતી ૧૭૮૨ જુઓ પાનું-૨૯ મું.
૨ એ૦ ફ્રરાંમ એ૦ માણેક—એ૦
માણેક બરજોર ડાવરનો બીજો બેટો.
એ૦ ફ્રરાંમ એ૦ માણેકને બેટા ૩
આ. એ૦ માણેક એ૦ ફ્રરાંમ

---

* આ ફ્રરાંમ એ૦ હોરમજનું મરણ-રોજ ૨૭ માહ ૪ સને ૧૨૨૮ ય. જ.
× આ હોરમજ એ૦ ફ્રરાંમનું મરણ-રોજ ૧૩-૩ સને ૧૨૧૯ ય. જ.
∴ આ નોશેરવાંન એ૦ દારાબનું મરણ-રોજ ૧૦ માહ ૬ સને ૧૨૮૫ ય. જ.
‡‡ આ રૂસ્તમ એ૦ પેસ્તનનું મરણ-રોજ ૧૯ ૧૦ સને ૧૨૦૪ ય. જ.

